75 — 1/95 75

# કુમુદચંદ્રના નાટકનાં ગાયનો.

વાંકાનેર વિદ્યા વર્ધક નાટક મંડળીને માટે.
રચી પ્રસિદ્ધ કરનાર
નથુરામ સુંદરજી શુકલ.
વાંકાનેર નીવાસી.

આવૃત્તી બીજી પ્રત ૧૦૦૦.

૫૯-૭૦

નડીઆદ
સત્ય સાગર પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.



ઇ. સ. ૧૮૯૫. સંવત ૧૯૫૧.

કિમ્મત ચાર આના.

૫૯૩૦

# कुमूद–चंद्रना नाटकनो
## ટુંક સાર.

**ચંપાવતીના** રાજા ભાનુસિંહને કુમૂદ નામની કુંવરી હતી જે-નું સગપણ પ્રવીણપુરના રાજા ચંદ્રસેન વેર કરવામાં આવ્યું હતું. ચંદ્રસેનની રાણી એ કુમૂદની માશીની દીકરી થતી હતી તેણેજ પોતાના પતિનું સગપણ કુમૂદ વેરે કરાવવામાં હર્ષપુર્વક મોટો ભાગ લીધો હતો.

ભાનુસિંહને દુર્મુખરામ નામનો ગોર હતો જેનામાં નામને મળતા-જ ગુણ હતા. તે દુર્બુદ્ધિ બ્રાહ્મણે પોતાના યજમાનની પુત્રી કુમૂદપર તેના રૂપથી મોહિત થઇ ખરાબ નજર નાંખી. રાત દિવસ પૂજા પાઠ દૂર કરી તેને કેમ મેળવવી એ વિચારમાં મશગુલ રહેવા લાગ્યો. તેની આ દુષ્ટ ધારણા તેની ચંડી નામની સ્ત્રી કે જે હમેશાં કઠોર શબ્દો કહીને પણ તેને નીતિને રસ્તે દોરવા સાવધાન રહેતી હતી તેના ધ્યા-નમાં આવતાં તેણે તેને ઘણો ધિક્કાર આપ્યો. પણ આ નીચ નરપિ-શાચે પોતાનો અધમ સંકલ્પ છોડયો નહિ.

કુમૂદની ઉમ્મર વિવાહ લાયક થતાં ભૂપતિ ભાનુસિંહે તેની જન્મ-પત્રી પોતાના માનીતા ગોરને બતાવતાં તેણે તેને અવળો ફળાદેશ સમજાવી કુમૂદને એક પેટીમાં પૂરી નદીમાં ફેંકી દેવા સમજાવ્યું આ-માં બીજું કંઇ નહિ પણ ગોરની એવી અવળી ધારણા હતી કે પેટી નદીમાં તણાતાં આગળ પહોંચી તેમાંથી કુમૂદને પોતે હાથ કરે.

સંકેત મુજબ કુમૂદને નિદ્રાવશ દશામાં પેટીની અંદર નાંખી ન-દીમાં ફેંકવામાં આવી. તે કૃત્ય પણ કોમળ હૃદયના રાજાથી નહિ બનતાં લોહ હૃદયના ગોરે બજાવ્યું. રાજા ચંદ્રસેનને કુમૂદના મરણના

ખબર મળ્યા અને તે ઘણોજ દિલગીર થયો.

પેટી તરતી તરતી એક ભરવાડના નેસ પાસેથી નીકળતાં તેમાં રામા નામના ભરવાડે તે પેટી દીઠી. તરત નદીમાં પડી તેણે તે પેટી કહાડી ઉઘાડતાં તેમાંથી દેવકન્યા સરખી કુમૂદને જોઇ તે ઘણો ખુશી થયો અને તેને પોતાને કંઇ સંતાન ન હોવાથી દીકરી તરીકે રાખી. પેલી પેટીમાં પોતાને લાંબો વખત થયાં સંતાપતા એક રીંછને લાકડીના મારથી બેભાન કરી પૂરી તે પેટી પાછી નદીમાં વહેતી મૂકી દઇ કુમૂદને લઇ રામો પોતાને ઘેર ગયો. અને તેની રાણી નામની સ્ત્રીએ શોક કરવા માંડયો અને કેટલીકવારે કુમૂદને શુદ્ધિ આવી. ઘણાક ભરવાડો અને કેટલીએક ભરવાડણો તેનું નામ પુછવા લાગ્યાં, તેણે પોતાનું કમલીની એવું નામ જણાવ્યું. સહુ તેને કમલી કહી બોલાવવા લાગયાં અને તે ત્યાં રહી.

આ તરફ ગોર દુર્મુખરામ હરખાતો હરખાતો પેલી પેટી પાસે પહોંચ્યો અને ઘણી મહેનત કરી ગળકાં ખાતાં પણ તેને બહાર કાંઠાપર કહાડી. મન ચોરનારીને જોવાના ઉમંગમાં પેટી ઉપાડવા લાગ્યો. પરંતુ ઇશ્વરે તેની અંદર તેના તનના ચોરને ગોઠવી મૂકેલો હતો. અહા! પુરૂષ શું ધારેછે અને દૈવ શું કરે છે? પેટી ઉઘાડતાંજ તેમાંથી ફાળ મારી નિકળેલા વિકાળ રીંછે તે દુષ્ટનાં પ્રાણ લીધાં. અધર્મ અને અનીતિમાં કદી પણ સિદ્ધિ થતી નથી.

ભરવાડના નેસમાં રહેલી કુમૂદને જોઇ ત્યાંના પટેલનો એક મુર્ખ છોકરો તેની પાછળ થયો કુમૂદ તેને ધિક્કારવા લાગી. એક દિવસ કુમૂદ પાસેના શહેરમાં, કે જયાં પોતાની પ્રિયા કુમૂદને મરણ પામેલી માની શોકગ્રસ્ત દશામાં પડેલો રાજા ચંદ્રસેન રાજ્ય કરતો હતો ત્યાં, દૂધ

લઇને જંગલ રસ્તે જતી હતી ત્યાં માલીયો તેને મળ્યો અને કુમૂદને હેરાન કરવા લાગતાં પણ તેણે તેને કંઇ મચક નહિ આપી. જેથી તે મૂર્ખ છોકરે તેને લાકડીનો માર માર્યો. કુમૂદ દુ:ખથી પોકારવા લાગી. તેટલામાં રાજા ચંદ્રસેન કે જે શિકારમાં ફરતાં ફરતાં ત્યાં આવી ચડયો હતો તેના સાંભળવામાં એ પોકાર આવ્યો. ક્ષત્રિય ધર્મના મર્મને સમજનારો એ રજપૂત બચ્ચો દુ:ખી માણસનો પોકાર સાંભળી તેની પાસે ગયા વગર રહી શકયો નહિ. ત્યાં જઇ તેણે માલીયાને ધમકાવી કહાડયો અને કુમૂદની આશ્વાસના કરી.

પોતાના પ્રાણ રક્ષકને પ્રેમ નજરથી જોઇ તેનો ઉપકાર માની કુમૂદ પોતાના નેસ તરફ ચાલી ગઇ ઇશ્વરે તેઓના ભવિષ્ય સમાગમના સંકેતનું જે બીજ રોપ્યું તે એવું તો બળવાન હતું કે બીજા અનેક જબરા વિચારો અને જબરાં કાર્યોના દાબથી પણ દબાય નહિ અને મોટા અંતરાયથી પણ ગુપ્ત રહે નહિ. જાણે કંઇ પૂર્વ સંબંધીજ હોય નહિ તેમ ચંદ્રસેનનું મન તેના સ્મરણમાંજ તલ્લીન બની રહ્યું. થોડા વખત પછી શહેરની અંદર કુમૂદ બીજી વખત રાજાના જોવામાં આવી અને તેથી રાજાએ વિશેષ મોહિત થઇ તે સંબંધી કામકાજમા તેણે વાસંતિકને નિયુકત કર્યો. આ ખબર ચંદ્રસેનની પટરાણીને પડતાં તેણે વાસંતિકને બોલાવી એવો તો ધમકાવી કહાડયો કે તેના પગની ધૂળજ નિકળી ગઇ. અને ભરવાડના નેસને પણ તેણે ત્યાંથી દૂર કરાવ્યો. રાજાની પટરાણીઓ પૂરેપૂરી માનગર્વિતા હોય છે.

રાજાના એક બે વખતના સમાગમમાંજ આ મોટી અડચણ આવી પડી અને પોતાને પણ ભરવાડના નેસની સાથે ત્યાંથી રૂપડવાનું થયું એથી કુમૂદના માનસિક દુ:ખનો કાંઇ પાર રહ્યો નહિ તે દુ:ખ

માટે એનો કંઇ ઉપાય કરવા તેણે પ્રેમની લાગણીથી ભરપૂર એક વૃક્ષના પાંદડામાં સૂચના લખી પોતાના ઝુંપડામાં રાખી પછી પોતાના વાલીઓની સાથે ચાલી નિકળી.

ચંદ્રસેન રાણીના જુલમથી વાકેફ થયો પરંતુ પોતે દક્ષ નાયક હોવાથી ઉઘાડા નહિ ઉઠતાં છાની રીતે પોતાનું કામ સાધવું એમ વિચારી ગુપ્તપણે તેના જુનાં ઝુંપડાં પાસે ગયો ત્યાંથી પેલી ચીઠી તેના હાથમાં આવી અને તે વાંચી તે એકદમ ભરવાડોનો દૂર થયેલો નેસ કે જ્યાં કુમૂદ હતી તે તરફ ચાલી નિકળ્યો. પટરાણીને આ ખબર થતાં તે પણ પુરૂષના પોશાકમાં પોતાનાં માણસો સાથે નિકળી પડી કારણ કે પોતાનાપર કોઇ ભરવાડની છોકરી શોક્ય તરીકે આવે એ તેનાથી કોઇ પણ રીતે સહન થઇ શકે તેવું ન હતું. પ્રથમ પહોંચેલા રાજાએ કહેવરાવેલા સંકેત પ્રમાણે કુમૂદ તેને મળવા જતી હતી તેટલામાં પટરાણીએ તેને અધવચ સપડાવી અને બહુ ધમકાવી. પરંતુ કુમૂદે ભરવાડીનો વેષ છતાં એક રાજપુત્રીને છાજતા શબ્દોમાં વિનય પૂર્વક તેની સ્તુતિ કરી પોતાને દુઃખી નહિ કરવા માગણી કરી. અ-પૂર્વ વાક્ચાતુરી અને હૃદયંગમ રૂપ ગુણથી આશ્ચર્યમાં નિમગ્ન થઇ પટરાણીએ તેને માટે શંકા કરી કે રખેને આ ભરવાડણ નહિ પણ કોઇ રાજપુત્રી હોય. આવી શંકાથી કુમૂદને આગ્રહ પૂર્વક પૂછવામાં આવતાં તેણે પોતાનો ખરો હેવાલ જણાવ્યો અને પટરાણી આશ્ચર્ય, પશ્ચાતાપ અને આનંદના પૂરમાં નિમગ્ન થઇ ગઇ. તરતજ તેણે કુમૂદનો હાથ પકડી ઘણા પ્રેમથી તેને રાજા ચંદ્રસેન પાસે પહોંચાડી અને પોતે ખરા રૂપમાં જાહેર થઇ. એ પ્રેમી દંપતીનો સમાગમ કરાવનાર થઇ.

# કુમૂદ-ચંદ્રના નાટકનાં ગાયનો.

૧

સુખ કર હર હર દુઃખ હરણુ દેવ,
ઇંદ્ર ચંદ્ર કુબેર દેવ માળ, સરવ કરે શિર નામિ સેવ. સુખકર.
સીતરસ્મી બાલ ભાલ રોપી ગલે રૂંઢ માલ,
ઓઢી ગજ ખાલ વહે, ગ્યાન શીશીરે વીશાલ. સુખકર.
કામ નાશ કરણુ ખાસ, હરણુ ત્રાસ, ભરણુ આશ,
હિમ નિવાસ માંહી વાસ, સર્વમાં સ્વયં પ્રકાશ
અજર અમર એક રૂપ, વિશ્વ વ્યાપ્તમાંન ભુપ,
તનથી, મનથી, ધનથી, સેવા તારી, કરીયે સારી,
ઉરમાં ધારી, મુરતી તારી. સુખકર.

૨

ચડી આવ્યાં વાદળ કાળાં, ગરજે વરસે ચડી ઉતરે,
વીધ વીધ રંગ વીદ્યુત વાળાં. ચડી.
મોર પપીહાને હરખાવે, તરસાવે વિરહી વામા,
મૂશળ ધારાને વરશાવે, રસપ્રદ પુર્ણ રસાળાં. ચડી.
અંજન વર્ણ કરે નભ આખું, ગંજન કંજ સમૂહ કરે,
સીત પ્રભંજન કરે સદા, રંજન અભીસારીણી બાળા. ચડી.
નિજ બળથી રવી રસ્મી ઢાંકે, કરે દીવસમાંહી રજની,
ખલ્ક કરે ખદ્યોત પ્રભામય, કરી વન હરીત રૂપાળાં. ચડી.

૩

મુખાદી સંધીના અભિ નવન અંગો સમજતાં,
વળી વસ્તુ વૃતી, અભિનય વિચાર્યા નિનસતા;
નહીં નેતા જાણે, સરસ રસ રાહે નહિ મચે,
ભણેના ભાવેથી વીવિધ તદપી રૂપક રચે.

૪

વિધ વિધ વખણાયે નાટકો પારસીનાં,
જરિન નિયમ જેમાં, નાટય કેરા રશીનાં;
પ્રતિકૃતિ પરીપોષે વેશને એશ ગાણે,
અખિલ ભરત શૈલી આજ ત્યાં કોણ જાણે.

૫

વાતો કર્તા વિવિધ વનિતા, વ્યર્થ રાત્રિ વિતાશે,
જો આ ઉડયા ભ્રમર ગણ સૌ, પોયણાને પ્રકાશે;
શોભા વાળો સુનભ ચડીયો, પુર્ણ કાંન્તીનિ સાથે,
નેહે નાખે નીજ કર જુઓ ચંદ્ર કુમૂદ માથે.

૬

હાં જરૂર જરૂર જરૂર કરીશ હું કુમૂદ પ્યારીરે—ટેક.
તન મન હરીયું તમામ, નેણુ બાણુ મારીરે, ઘા કારીરે. હાં૦
કોમળ શા ગાલ એના, અધર લાલ ભારીરે, પ્રભા ન્યારીરે. હાં૦
નખ શીખ છે રૂપથી, વિશાળ વરનારીરે, મનો હારીરે. હાં૦

૭

કને પ્યારી કહીને બોલાવે નાદાન,
કુમુદ છે બેન તારી ભુલ્યો કેમ ભાન—ટેક.
પ્યારી નારી થાશે તારી આ અવળા રસ્તામાં ખ્વારી,

પાપમાં પડે છે પાપી બની બે ધમાન. કેને.
ખબર થશે રાજાને આની, તો પછી બૂરી દશા થવાની,
તું વિચાર, તજ પ્યાર, ન થા ખ્વાર, તું ગમાર,
મારી અરજ તું માન, ખોઇ બેઠો શુદ્ધ સાન,
નાહક મરવું પડશે તારે, સાથે બળવું પડશે મારે,
જોખમમાં નાખે છે નાદાન શીદ જાન. કેને.

૮

કલિયૂગ આવ્યો મતિ થઇ સર્વની ભ્રષ્ટ આચાર
શા જૂલ્મ લાગ્યો અધમ કરે કુળગોર ઉરે વિચાર
નિજ ધર્મ છોડી કર્મ કસાઇયો તણા કરે બની ક્રુર
સહુ શર્મ તોડી પડે પાપમાં માયા તણા મજૂર
મુખથી કહેતાં મારી, તું ધર્મતણી ભગીની
પાછળથી કહે પ્યારી, લાગી તુજમાં લગીની
શી નીચ બુદ્ધિ દુષ્ટ પાપના કીચ મહીં પડનાર. કલિયૂગ.

૯

નહીં કરજે લવરી લુચ્ચી તુજને કહું છું વારંવાર
જા નિમકહરામી નહીં બોલું તુજ જીવિતને ધિઃકાર.
દેવા બેઠો નાહક કુળને કાળું નીચ કલંક
શી ગણુતી તારી સમજી લે એ રાજા તું રંક
તું કહેનારી કોણુ મને કાં ખાવા બેઠી માર
જા નિમકહરામી નહીં બોલું તુજ જીવિતને ધિઃકાર.
વધી ગઇ વઢકારી ભારી નથી બોલતો તેમ
પકડી વાળ પછાડીશ હેઠી નહીં આવે મુજ રહેમ

રહેમ હતી તારામાં કેદી કહે તું કરી વિચાર
નહીં કરજે લવરી લુચ્ચી તુજને કહું છું વારંવાર.
અલભ્ય ફળની ઇચ્છા કરતાં વિચારી જો કંઇ વાત
અજ સીંહણની ઉપર આશક એ કેવો ઉતપાત
ગડબડ સડબડ કેમ કરે છે નથી સમજતી નાર
જા નીમકહરામી નહીં બોલું તુજ જીવિતને ધિઃકાર.
લે તુજને ખવરાવું લાડુ તું અમથી નહીં માન
બક બક બક બહુ વાર થયાં નાહક કરતી નાદાન
જનમ થકી જાલીમ તું જાગ્યો માર ભલે તું માર
નહીં કરજે લવરી લુચ્ચી તુજને કહું છું વારંવાર.

૧૦

સહિ સહિ દુઃખ વારૂં, તાહરા હીત સારૂં
નહિં નહિં જરિ ધારૂં, ઉરમાં હીત મારૂં
તુજ હિત મહિં મારૂં, હીત હું નીત્ય ધારૂં
કહું છું અતિ નહારૂં, લાગશે કેણ ગારૂં.

૧૧

ફૂલે ન ફુલે બેત કદીયે સુધા શ્રવે નભ સંચી
મુરખ હૃદય ન ચેતે છોને, શતગુરૂ મળે વિરંચી
આહીં છે એવું શીક્ષણ પથ્થરને દેવું
તોપણ મારો ધર્મ બજાવું, કરી અન્યની ઉકતી
મુરખ છે પણ ભણેલ બ્રાહ્મણ, જાણી લેશે જુગતી
ત્યાગે ટેવ બુરી, માને શીક્ષા જો પુરી.

૧૨

રે ભોળા મધુ લાલચી ભ્રમર તું, જાતો ન ચંપા કને
માની લે સુખ માલતી મહિં પુરૂં, સેજે મળી જે તુંને
ચંપામાં ચતુરાઇ તારી ઘટશે, ચંપાઇ જાઇશ તું
તારૂં કામ નથી અને કરિશ તો, ખત્તાજ ખાઇશ તું.

૧૩

સમજ્યો સમજ્યો સમજ્યો, ઘર સાચવજે જતી નહીં બારે
કરાવી ગૌરી પુજન, આવું છું ઘર પાછો વિણ વારે.

૧૪

તજી માત મરી ગઇ મારી, લધુ વયમાં કરી દુઃખીયારી
કરે કોણ પ્યાર કહી પ્યારી, છે સાવકી માત નઠારી
દુઃખી ભારી સ્થીતી મારી, લાચારી કરી હારી
નથી સુખનો દીવસ પ્રભુ દેખ્યો, આનંદ સમય નથી અવરેખ્યો
પ્રીતીનો રસ તો નથી પેખ્યો, આ જન્મ અકારથ હજી લેખ્યો
દુઃખડાં ખમતું મન રહે રમતું, ભયમાં ભમતું ન જરી ગમતું
આ ગતી મારી ઉરમાં ધારી, દયા પ્રસારી, લે પ્રભુ તારી
છું અબળા દીન બીચારી (૨) તજી માત.

૧૫

મારા પ્રાણનો છે તું પ્રાણ ઓ પ્યારા ચંદ્ર ચતુર સુજાણ
મારા અંતરનો આરામ, ગણું છું તુજને જીવન ધામ
તું ચંદ્ર કુમુદ હું નાર પ્યારા તું ચંદ્ર કુમુદ હું નાર
રહું નહીં તુજથી અળગી લગાર તું છો હુંથી હાલ અજાણ ઓ પ્યારા.
તારા ગુણનું શ્રવણ જરૂર, ભરે છે આનંદ મારે ઉર

તારી મુરતી જોવા કાજ, અધીક છે ઉર અધીરૂં આજ
હું તો બેઠી ધરી તુજ માળ, પ્યારા હું તો બેઠી ધરી તુજ માળ
તજીને સર્વે આળપંપાળ, હવે છે નહીં મળવાથી હાણ—ઓ પ્યારા.

૧૬

ફટ ફટ છે નફ્ટ તુંને, મુરખા ઉચાર વિચાર વિના કરે તે ધીક્કાર
તને, નીમકહરામ બદ નામ નહીં થા નજરે. ફટ ફટ છે.
ભ્રાત સગા સમ જાણ્યો તુજને, દુષ્ટ દગો દીધો તેં મુજને
મુખથી મીઠું ઉચારે અંતરમાં ઝેર ધારે
મુજ પતીવ્રત ભારે, તોડાવવા તેને ધારે
શું છે ઉર આશ તારે, બોલ પાપી બોલ પ્યારે
થાય છે તું ભ્રાત મારે, ભગીનીથી ભુંડું ધારે
ફુર જા, દુર થા, દુર થા, ન અડ મુને. ફટ ફટ છે.

૧૭

વિચારી વિચારી વિચારીને, અપમાન કરો આપ મારૂં વિચારીને.
રાજાની પાસે નીત્યે રહું છું સહુ લેશે વાત મારી સ્વીકારીને.અપમાન.
માત નથી ને ભ્રાત સગો નથી, કેને બજો બકો છો બળ ધારીને.અપમાન.
બુરી દશા એ ઘડીમાં થાશે, ખાંતેથી ઉપાડો શીરે કાં ખ્વારીને.અપમાન

૧૮

બાજી બગડી ગઈ ગઇ, શું હું ઉપાય શોધું આજ
ક્રોધ કરી બોલી અબળા, મુજ ઉરમાં પ્રગટ્ટી છે જવાળા
કયારે ચુકાવું ચાળા કરીને કપટ નીરાળાં
ખટપટ કરી પકડું ઝટપટ, મુજ જાળમાંજ,
કરવું છે આજ મારે એ કાજ. શું ઉપાય.

ઉરથી એને લગાવું જ્યારે ઓલાઇ જાશે અગ્ની ત્યારે
મારી કરવી મારે એ સત્ય કહું આ વારે (૨)
અટપટ ખોળું ખ્યાલ નીપટ અરધે અવાજ
લઉં લાજ એની કરીને કવાજ. શું ઉપાય.

૧૯

છો પાજી બાજી બગડી, રાજી નહીં કરે રઘુનાથ
રાત દિવસ લાગીછે લગીની, યાદી ભુલ્યો છેલા મગની
ભૂલ્યો ભ્રષ્ટ તું ભગીની, તુજ અંતર થાશે અગીની
ફટ ફટ નફટ તુંને ધીકકાર સાથ, ગણે દુષ્ટ ગાથ,
ધરે પાપ માથ. નહીં રાજી.
ધારે તું અંતરમાં એવું, સુખ નૃપ કન્યા સાથે લેવું
કહે તુજ કૃત્ય એ કેવું, મહા નીચ કૃતઘ્ની જેવું,
રખડી મરીશ, રાજા કુમારી નહીં આવે સાથ,
તું રહીશ નાથ ચોળતો હાથ. નહીં રાજી.

૨૦

હાય હાયરે હાય હાયે, કાં રાંડ ગુમાવે લાજ
થાય થાયરે થાય થાયે તુજ કૃત્યો જેવાં કાજ
લુચ્ચી લબાડ રાંડ, ઉરમાં વિચાર આજ
ફટ ફટ નફટ વિચારી જોને, તારાં નીચાં કાજ હાય.
ઓ પ્રભુ આ કેવો ગજબ, લડે રાંડ અજબ
દીલમાં નથી ડર, કરતી બડબડ
નજુવે ઘડી પળ, બહુ બતાવતી એ બળ
પડી પડીરે પડશે પડશે, તુજ લાજ ઉપરે ગાજ
જડી જડીરે જડશે જડશે, ઝાઝી જુતી મહારાજ

બસ બંધ રાખ બોલવું, ન કર મુને નારાજ
લે થાય તેં કરી લે દુષ્ટ કાં દેખાડે દાઝ                    હાય.

૨૧

અતી કંપે છે મનડું મારૂં, વીણુ કારણુ તે આ શા ? શારૂ.    અતી.
રખે ભુપ જતા જાણી જુગતી, પડી જાય છતી છુપેલ કૃતી.    અતી.
કેમ માન્ય શુકન થાયે મોટાં, આવે ઉરમાં તરકો ખોટા.    અતી.
પગ આગળ કાં નથી ઉપડતો, લાગું છું ભયમાં લડથડતો.    અતી.
જાઉં ધરી ધીરજ હુલ્લાસે નિશ્ચીંત બની નૃપતી પાસે.    અતી.
અકળાવાથી નહીં દુઃખ જાશે, જે હશે ભવિષ્યમાં તે થાશે.    અતી.

૨૨

ધન ન ન ન ધન ધમકે ઠામ ઠામ વીરહી ઉર ચમકે
ડર લાગે નીશદીન તલસે રહી ધામ ધામ.                    ધન ન ન.
ચપળ બની ચપળા અતી ચમકે, વરસે વાદળ વિધ વિધ ઠમકે
સર સરીતા, જળ ભરિતા, ભુમી હરીતા, દીલ ડરિતા, દુઃખી વનિતા,
પતિ વીણુ રહે સદા, લાલારે, ઉરમાં લાગે, તન મન બળતું
અતી દુઃખદા, દાદુર દમકે, ઝીલ્લી ઝમકે, ઝગે ઝગે
ઇંદ્ર રાજ મહારાજ જગતનું, દુઃખ હરતા, મુદ ભરતા,
સુખ કરતા, ધરી વરતા, આનંદ વધારે ગામ ગામ            ધન ન ન.

૨૩

મહારાજા અચળ રહો આપ સદા. (૨)
અચળ રહો શીરતાજ અનુપમ, અચળ રાજ્ય આસન સુખદા.  મહા.
અચળ પુત્ર પરિવાર પ્રીયા સુખ, અચળ સુયશ દશ દીશ સુભગા. મહા.
અષ્ટ સીધી નવનીધી ગ્રહણુ કરો, કષ્ટ કંકાસ ન આવે કદા.    મહા.

૨૪

જ્યાં સુધી શિવ શક્તિ વિઘ્ન હરને, સેનાની શોભા ગ્રહે
જ્યાં સુધી રવી ચંદ્ર ધ્રૂવ નભમાં, ઇંદ્રાદિ દેવો રહે
જ્યાં સુધી હિમ આલયો હરિ તણે ખોળે રમા રાજતી
ત્યાં સુધી તવ ભૂપ, ભૂમિ તળમાં, કીર્તી રહો ગાજતી.

૨૫

મને આનંદ ઉર અપાર, અરે આવાર
સૌ સફળ થયા વિચાર, હવે તો હું સૌનો સરદાર. મને.
મન ધાર્યું મારૂં આજ, થાશે કાજ
ઓલાવીશ ઉરની દાઝ, ફસાવી ફંદે કન્યા રાજ
ગ્રહ જોઇ ઉલટ આવાર, દઉં વિચાર
એ થાશે મારી નાર જરૂર હું કરીશ દુઃખે લાચાર
મૃત્યુના પંજા માંહી નાખું નીશ્ચેં કર સાહી
મુજ મન તલસે છે આંહી, નથી રહેતી ધીર લગાર અરે આવાર.

૨૬

જરી ચેન નહીં ચીત માંય, મારા તનમાં તીખી ભડ
ભડ લાગે લાય હાય, હાય, હાય. જરી.
શયન બને સુળી સમ મુજને, અંબર છે અંગાર
કમળ પુષ્પ લાગે કરવત શા, સર્પ સમા શ્રંગાર
તણખા સમ અત્તર તેલ ફુલેલ જણાય, હાય, હાય, હાય. જરી.
દાહ કરે દીપક માળાઓ, શોભા હારે સુખ
ભુત નિવાસ બને આ ભુવનો, દારૂણ આપે દુખ
નથી ક્યાંઇ ગોઠતું, પળપળ જુગની જાય હાય, હાય, હાય. જરી.

૨૭

કેમ જણાઓ ઉદાસી કૃપાળુ કન્યા કેમ જણાઓ ઉદાસી
મુખ કરમાયું નહિં સુખ કાંઇ, કાં રહયાં કલેશમાં વાસી. કૃપાળુ.
ચીત ચલિત જણાય છે અધિકું, તન રહયું ત્રાસમાં ત્રાસી કૃપાળુ.
આપની દાસીને આ સહુ કારણ, પ્રીતથી આપો પ્રકાશી. કૃપાળુ.

૨૮

શું કહું છું શાણી દાસી, અંતરે ઉદાસીરે
દક્ષિણ અંગ નેત્ર સંગ ફરકેછે ભારે
અશુભ શુકન ત્રાસથી તને રહી છું ત્રાસીરે. શું કહું.
રૂદન કરે શ્વાન કાક, સુરભીયો પુકારે
બોલતાં ઉલુક ભૈરવાદી ભય રાસીરે. શું કહું.
દેખું છું દશે દીશામાં દુઃખ હું આ વારે
સુખ નથી શાન્તી નથી નીદ્રા ગઇ નાશીરે. શું કહું.

૨૯

સુતી છે શી શોભાવાળી પલંગ ઉપર પ્યારી,
લાંબા વાળ વાસુકી જેવા કટીયે વીંટાયા છે કેવા,
રહી કમળ કરપર રઢિઆળી આનન ઇન્દુ ધારી. સુતી છે.
મુકતા લર છુટી પડિ ઉપર, જાણે ગંગધાર પુજે હર,
ગજ ખાલે અધ ખુલ્લાં ન્યાળી, ખસેલ ચોળી સારી. સુતી છે.
રંભ થંભ શી ઝંધા ભારે, વસ્ત્ર ખસ્યાથી શોભા ધારે;
નાભી ઉદર ત્રીવલી ભાળી, રંભા રાંક બીચારી. સુતી છે.
તીલોતમાં રતિ કે ઉરવશી છે, સ્વર્ગ ભુવનથી પડી ખસી છે;
કે કમનીય કુમુદ કુમારી, મુજ મનની હરનારી. સુતી છે.

## ૩૦

બળી જાય એવું રાજ કાજ જેમાં કનીષ્ટ કસાઇના
મારે દીકરાને માત, કરે પુત્ર તાત ઘાત
મારે ભોળવીને ભ્રાત, કુળ ઘાત તણી વાત
કહો કેવો ઉતપાત.—બળી જાય.
નહિં દયા લવલેશ, કરે હિંસા હમેશ
દાટે દીલમાંહી દ્વેશ, રાખે રાક્ષસોનો વેશ
નિત્ય સ્વારથી નરેશ—બળી જાય.
નહિં રાત દીન સુખ, ઉંડા અંતરમાં દુખ
રાખે મલકાવી મુખ, ભલી વેડી જાણે ભુખ
કોણ ચાહે એવું સુખ—બળી જાય.

## ૩૧

ભયકારી મુજ ભરથાર, ન આવ્યો દ્વાર, થઇ બહુ વાર,
વણુંધ્યો કયાં એ, છે મુરખ તેથી મુજને ચિંતા થાયે
જોઇ નૃપ કન્યાનું નુર, પ્રીતે ચકચુર, છે ગાંડો ઘુર, મુરખનો ભાઈ
બકી ગયો હોય બે ઇમાન, રખે મુખ કાંઇ.
કદી નૃપ ધારી મન રીસ, કપાવે શીશ, પાડીને ચીસ, કહે કોણ આંઇ
હું કેને પુછું પછે જઇ પુરમાંહીં
આવેછે ઉરમાં ઘણા, તરંગ દુખ તણા, નથી કાંઇ મણા, કહું હું કે
નહીં વિચાર આવ્યો હોય, ઉરે જરી એને.

## ૩૨

અહાહાહારે આનંદ છે બહુ, અહોહોહોરે હું તે કયાં જઇ કહું
જાશે જાશેરે, મારાં દુખડાં દુર, થાશે થાશેરે મારૂં ધાર્યું જરૂર

પ્રીય પાસે, મળવા આશે, જવું હુલ્લાસે, એક સ્વાસે, છબીલીને
છાની જઇ લાવું ઘેર, ઈન્દ્ર જેવી લાખ લાખ લઉં લેર હા.
સુખડાં થાશે, અહાહા, દુખડાં જાશે, અહાહા, હરખ ન મારો,અહાહા.
ભય નહિ ભાસે અહાહા. અહાહારે આનંદ છે બહુ.

૩૩

જાંબુડે જાઇહમાં બીજલરે, જાંબુડે જાઇહમાં
જાંબુડે જાતો જાંબુ, ખાઇહમાંરે ભરવાડીઆ
સનડાને ગાઇહમાં બીજલરે, સનડાને ગાઇહમાં
સનડાને ગાતો સનડો, થાઇહમાંરે ભરવાડીઆ
મારે તારે પ્રીતસે બીજલરે મારે તારે પ્રીતસે
પરિણુંને પાળ્યાની હેતુ, રીતસેરે ભરવાડીઆ.

૩૪

અરે અમે પરદેશી પાન, કોઇ વાને વીંટોળે આવીયાં;
પણ ન દીધાં અમને માન, પસે પાદરથાં પાસાં વળ્યાં.

૩૫

અરે ગારીયાં ગારીયાં મઇકાં ગામ, કોઇ વાવડ દે વિંઝાણુના;
પણ જંતર વાળો જુવાન, આજ ભાલમાં ભુલો પડયો.

૩૬

અરે વડલા વડલા તારી વરાળ, કાંઇ પાને પાને પરઝળી ;
પણ કયાં જઇ ઝપાવું ઝાળ, મને ભડકા લાગે ભુતના.

૩૭

અરે ભુંડું લાગે ભોંયરૂં, અમને ખાટું ખાવા ધાય ;
પણ ઓઢાવના એકલું, અમાણે કનડે કીં રેવાય.

૩૮

અરે જરીતું કરીયે પાડોહમાં, લઇ ઘર હામાં ઘર જોય ;
પણ અંગે મેળાપા તો અલા કરે, પણ નેણાં મેળાપા હોય.

૩૯

અરે હાઝણ જાતાં હૌ, કોઇ આંછું આંહુડે ભરે ; .
પણ જેદી લોસને આવે લોઇ, તે દી હાઝણ હાંસાં જાણીયે.

૪૦

પતો પેટીનો કાંઇ, પેટીનો કાંઇ ન સુજે આંહીં—પતો.
ચાલી ગઇ હશે પાણીને પુરે, કાંતો ડુબી જળમાંહી (૨) ન સુજે.
જોખમ જાણી જોઇ લઇ ગયો કોઇ હશે છળથી છુપાઇ(૨) ન સુજે.
પુરી છે અંદર પ્રમદા રૂપાળી, હશે મરતી મુંઝાઇ (૨) ન સુજે.

૪૧

પ્યારી પેટી પ્યારી પેટી તુ છે પેટી પ્યારી
પુરી છે મેં તારી અંદર સુંદર પ્યારી મારી
દરશન તારૂં લાગે સારૂં, મુજને આનંદકારી
મુજ જીવિતનો સાર ગણું, દુનીયામાં મુરતી તારી
દુ:ખ હરનારી તું ભારી, મેં તુજને સુખકર ધારી
તેં તારામાં રાખી દારા મુજ મનને હરનારી
લે આલિંગન આપું તુજને, ભાવ ધરીને ભારી. પ્યારી.

૪૨

બળું બળું બહુ દીલ મહીં પતી રીતી નીચ ન્યાળી
દુષ્ટ ઉર, મન ક્રુર, પામે પુર, છે ભારી. બળું.

ચિંતા કરતો, ચિતમાં બળતો, નિતી, રીતી હારી
અતિ રડવડતો એ, પ્રતિદીન પડતો એ, તનથી,
મનથી, જનથી
લે, લા, ચા, રી, ના જરી ઉરપર, ધરતો પ્રભુ ડર,
ભય મય અવસર
પડશે શીરપર, ફૂળ ધરમ પર, ધુળ ધરે ખર
નીશ્ચે નૃપઉર, અવળિ થશે અસર
નહિં નર વર ઘર, બળધનું રહે બળ
નફ્ટ થયો એ નર, હારી લડી હર હર. બળું.

૪૩

જાઓ જાઓને ન માનું હું તમારી વાત જાઓ.
વાત ગજબના જેવી, તમે કહો છો આ કેવી,
કેમ મારે માની લેવી. જાઓ.
સુણી ન કાંઇ દરદ વાત, મરણ સાંભળું પ્રભાત,
અકસ્માત ઉતપાત નથી જતી વિચારી વાત,
ભ્રાન્તી મોટી, ઉરમાં ચોટી. જાઓ.
રાત સુધી બાઇની સુખી સુણાવીતી તેં જાત
આજ અચાનક જુલમ જણાવે,
તણાવે દુખ દરીયામાંહી મુજ મન. જાઓ
રખેને નશાને જોરે જણાવે દશાનું આવી, શુધી રાખી બોલ બાઇ,
તારી વાણુ ખેંચે પ્રાણુ, હૃદયને આપે હાણુ આજ અચા. જાઓ.

૪૪

દઉં છું મુજ પતિને ધિક્કાર, એ વીણુ આવું નૃપથી ન થાયે.

દુર્મુખ દૂષ્ટ વિચાર. હાય મુજ પતિને ધિક્કાર. દઉં છું.
સમજાવ્યું હશે નૃપને ઉલટું, પોતાનું સમજીને સુલટું
હણી કુમુદ સુકુમાર. હાય. દઉં છું.
આવા પાપીનો પૃથ્વી મા, ભક્ષ કરી જાતી નથી તું કાં
સહન કરે શીદ ભાર. હાય. દઉં છું.

૪૫

આજ ઉરે આનંદરે આજ ઉરે આનંદ
ફુલ્યાં સુખનાં વૃંદરે. આજ.
મોટાં ભાગ્ય થયાં છે મારાં, મટી ગતી હતી મંદ
રટી રટી રામાના મુખનો, ચાહે પામ્યો ચંદ્રરે. આજ.
અલભ્ય ફળ ઇશ્વરનું આપ્યું, અમને મળીયું આજ
સ્વર્ગ મૃત્યુ પાતાળ લોકનું, જાણે આવ્યું રાજરે. આજ.

૪૬

પેટી ઉઘાડું છું પ્યારી, ધીરજ ધર પેટી ઉઘાડું છું પ્યારી.
બારણે કાઢીને બાળા તુજને, લઉં ઝટ છાતીમાં ધારી. ધીરજ.
તન મનમાં વસી રહી છે વાલી, મનહર મુરતી તારી. ધીરજ.
રાત દીવસ તુંને રૂદીયા ઉપર, રાખીશ હું રઢીયાળી. ધીરજ.
બહુ દીનથી છું તારો વિયોગી, ભોગી બનું હવે ભારી. ધીરજ

૪૭

નાશ થઇ ઇચ્છા મુજ મનની, પ્રગટી પ્રભુ ગતી ભાઇ
રાજ કન્યા રહી ઘેર રાજાને, રીંછ જાય છે ખાઇ
શી ગતી થઇ મારી, હાય, હાય, કરમની શીક્ષા થઇ સારી.

૪૮

ગતી શી આજ મારી થઇ છે દુખકારી
ક્યાં હતી હું આવી ક્યાંયે, વાત જાતી નથી વિચારી
પડયું દુઃખ શીર ભારે, ગઇ સુખ સર્વ હારી. ગતી.
પેટીમાં પુરીને મુજને, પાણીમાં દીધી હંકારી
પિતાએ કેમ મારી દયા દીલમાં ન ધારી. ગતી.
દુષ્ટ દુરમુખનાં બધાં આ, કાળાં કામો કષ્ટ કારી
થશે સર્વે થનારી, હવે તો જવું ન હારી. ગતી.

૪૯

ભાવે બનું ભરવાડી હવે હું ભાવે બનું ભરવાડી—ટેક.
આગળનું સુખ યાદ ન કરવું, રહેવું વખત વિચારી. હવે.
રાજ કુટુંબથી કાજ ન કાંઇ, આજ લેવું રાજ ધારી. હવે.
ભય અવસરમાં, આ ભરવાડની, દુખણી હું થાઉં દુલારી હવે.

૫૦

સાંભળ જો સર્વે આજકહું છું કર્મ કથા
નાહક થઇ છું નારાજ વદવું સર્વ વૃથા
દુર અહીંથી અધિક અમારૂં પુષ્પ નગર છે ગામરે
છું રજપૂત તણી હું કુમારી, કમલીની મારૂં નામ. કહું છું.
ભ્રાત ભગીની કે માત ન મારે, એક રવીસીંહ બાપરે
તીરથ કરવા તેની સાથે નીકળી હું ધોવા પાપ. કહું છું.
રસ્તે મળીયો તસ્કર લુચ્ચો, દુરમુખ દુષ્ટ વિચારરે
તેણે લુંટી લીધાં મારા તાતને માર્યો માર. કહું છું.

પેટીમાં પુરીને મુજને, નાખી મહા જળમાંયરે
મુજ પીતુનું શું થયું પાછળ, તેની ખબર ન કાંઇ. કહું છું.
ઝાઝાં જતન કરીને આપે, જીવાડી મુજ જાતરે
સેવા હું ભલી ભાત બજાવીશ, કદી ન થાઉં કજાત. કહું છું.

૫૧

ભલે આવી તું સોડી અમારે ઘરે અમારે ઘરે મોકલી ઠાકરે. ભલે.
રાત દીવસ તને રાખીશું હયાગાં દનરોજ દુધ ભલે પીધા કરે. ભલે.
ઘુંઘરું ને ઘાબળી લઇ દેઉં રૂડી, કાપડું પેટાળું પેરાવી અરે. ભલે.
વેડલા ટોટીયું કાંઠલો કોટમાં, હાથમાં કણુદીયો ફરતો ફરે. ભલે.
પગમાં ખાપીયાં નાકમાં વીંટી, આંગળીમાં કરડા શોભા ધરે. ભલે.
તારા વના નથી સોકરી બીજી, તને જોવાથી આંસ્યું ઠરે. ભલે.
તું અમારી સોકરીને અમે તારાં માવતર,
ગદપણ પારજે હાસે ઉરે. ભલે.
ઠાકર થાળી લઇ હાલો જઇ દરશણે, ઠાકરનો પુજારો નવેદ ધરે. ભલે.

૫૨

કદિ ન ખાલી જાય માહેરૂં, બાણ કમાને આવ્યું
ભુલ્યો ધ્રા ભાગી ગયું હરણું, દૈવે દીલ ડોલાવ્યું
ઉર મુજ અકળાયે, ખાલી કેમ બાણુ જાએ.

૫૩

દૈવ ગતી ગણુ પ્રબળ દીલમાં, અંતર ધર ન ઉદાસી
રામ બાણુ અંતકને મારે, હરણુ શું જાએ નાશી
ગુમાવી સીતાને, વિચારી તજ ચિત ચિંતાને.

૫૪

એ સુખકારીણી સલોણી ક્યાંરે પામું રે

અતી ઉતમ અધરામૃત પામી, વીયોગ અનળ ક્યારે વામું રે. એ.

ચપળ નયન મુજ બનીને, ચકોરાં ક્યારે,

નેશે એના મુખ શશી સામું રે. એ.

કોમળ કુમુદ તણો કરે કર ઝાલી, વીશ્વમાંહી ક્યારે હું વિરામું રે. એ.

૫૫

ઉર અતિ રાગી લગની લાગી, પરવશ તુજ મન પ્યારે છે

અતિ ગુણશાળી, રૂપ બાળી, રૂપ રમાથી વધારે છે

શશી વશકરણી એ મન હરણી, તુજને મળવા ધારે છે

તુજ ઉપર આતુર છે રૂપ ચાતુર, ધીરજનાં ફળ ભારે છે

કેને ક્યારે મળશે મન હરનારી નારી એ

જાણું જીવનનું ધામ પ્યારી મારી એ

નવા નેહનું મુકામ ભામ ભારી એ

ગણું દુનીયામાં એક સુખકારી એ

આનંદકારી એ કામણગારી છે

પ્રાણ થકી એ પ્યારી છે, તુજ અંતરમાં વસનારી છે

નવેલી નાર, બની ઉર હાર, કરે લાચાર પ્રીયાનો પ્યાર. ઉર.

૫૬

શી દશા થવાની હાય હાય હાય, હર્ષમાં શી હાની હાય હાય હાય

મુજ મન માની હાય હાય હાય, નાશી ગઇ છાની હાય હાય હાય

પ્રાણ થકી પ્યારી, જેને હતી ધારી, નાખી દુઃખ નારી,

મારી ઘાવ કારી, ઉરમાં આજારી, ભરી ગઇ ભારી

કેવિ રીત છોડિ પ્રીત છેતરીને જાય. શી દશા.

૫૭

આ તે શી રીતી તેં ધારી પીયારા મારા
પ્રીતીમાં આ શી આજારી પીયારા મારા
કરોડ નારી કુમૂદ શી પરણો ધારી પ્યાર
રૂદન કરો શું રાજવી, નહીં જોયેલી નાર
જાણે આ રીતી કોઇ તારી પીયારા મારા
લોકોમાં હાંસી થનારી પીયારા મારા. આ તે.
કુમુદ ચંદ્રને ચાય છે, ચંદ્ર કુમુદને ચાહાય
કુમુદ મળે ન કરોડમાં, કુમુદ કુમુદ કહેવાય
જાણ્યું ન એ છે જનારી પીયારી મારી
દુરેથી પ્રીતી દેખાડી પીયારી મારી. આ તે.

૫૮

ગઇ ગઇ પ્રમદા તજી પ્યારને દઇ દઇ દુરથી ઉર મારને
થઇ થઇ મુજ અંતર વાસીની, લઇ લઇ ગઇ હર્ષ વીલાસિની
કુમુદની મુદની હતિ માલિકા, સુરસની શશિ પ્રેમની પાલિકા
સુરૂપની ભુપનીવર બાલિકા, મદનની જનની સુમ્રણાલિકા
સુરતિમાં રતિ રૂપનિ ભંજીકા, સુગતિમાં ગજ ગર્વનિ ગંજીકા
સુગુણમાં ગુણ ગૌરવ રંજીકા, સુવદની મદની ભય ભંજીકા.

૫૯

હાલો હાલોને હેતે જઇએં ખેટે, રમવા ભમવા આજ
મારી ગોઠણું હોય તે હાલો આજ, હાલો હાલોને
ઘોડીં આળહ સોડી રમવા ભમવા આજ. હાલો.
ગીત રૂપાળાં ગાવો વાવો આજ,

લીગો રાહડા રૂડા ત્રણુ તાળીના—રમવા ભમવા આજ. હાલો.
હાલો હાલોને કુટીગે' દણીગો દેદો આજ
મોળાકતમાં એવું કદીએ ન લેવું
રમવાં જમવાં આજ. હાલો.

૬૦

હમરા ઝીલવણીયારે, ઓતર દખણુની વાદળી
હમરા ઝીલવણીયારે, વાવ્યો સે તલ મગ બાજરો
હમરા ઝીલવણીયારે, મોટા તે માળા નખાવહું
હમરા ઝીલવણીયારે, પરણ્યાને ટોવા મેલહુ'
હમરા ઝીલવણીયારે, વડલે તે હિંસકા બ'ધાવહુ'
હમરા ઝીલવણીયારે, રૂડી ઓઢીને લોબડી
હમરા ઝીલવણીયારે, પરણ્યાને ભાત પોસાડહું.

૬૧

દુ:ખની વાતો દુ:ખીયાં જાણે, સુખીયાં શાને જાણેરે
દીલનું દરદ ન દેખે કોઇ, દીલડું પીડ પ્રમાણેરે
ચ'પા વનની કોયલ કેવી, બાવળ વનમાં બોલેરે
પ્રેક્ષક કોઇ પ્રવીણ ન પાસે, દીન દીન દુ:ખમાં ડોલેરે
સમૃધી સારી ઉરમાં ધારી, ઝટ દીલ ચડતું ઝોલેરે
મરતી એકલડી મૌન્ય મુંઝાઇ, મનનો મરમ ન ખોલેરે
નીજ સ્થિતી જોતી ગતિ મતી ખોતી, જોતી જ'ગલ દ્રષ્ટેરે
સુખથી ન સોતી રોતી રોતી, કાળ વિતાવે કષ્ટેરે.

૬૨

બેની મારી રાહડો ગાને રોવેસે હાને, કાં દ:ખ માને આમ આમ

હધ બધ તારી ચાં ગઇ હારી, ભુલી કાં ભગતી યાંથી ભામ ભામ—એ.
હાંભર્યું હું તને કે હાસું અમને, નથી લીધું અમે તારૂં નામ નામ. એ.
અમને તું વાલી હીદ રૂવે ખાલી, વઢહે અમને તારે બાપો રામ રામ. એ

૬૩

હું સું જાડીયો જવાન, મારૂં માલીયો સે નામ
મારૂં નેહમાં મકામ, હુંથી બીયે આખું ગામ
સારૂં બકરાં હરોજ, વગડામાં કરૂં મોજ
મારૂં રૂપ સે અથાગ, જેવો હોય કાળો કાગ
હું સું અંદરનો અવતાર, મારે હોધવી સે નાર
રૂપ ગણનો ભંડાર, હોય તો ન કરૂં વાર
જોઊં જઇ આપો દેહ, હોધી કાઢું બધા નેહ
જડે મારા જેવી જાણે, મારે પ્રણવું સે તાણે.

૬૪

વારે વાહ મારા ભાઇ, ભલાગણ દીધા ગાઇ
તારા જેવી રૂડી વહુ, હોધી આપું હાસું કઉ
રાજા અંદરની નાર, એના પાંહે સે લાસાર
સાંઢા જેવું મખ ધોળું, પેટ જાણે હાકરકોળું
કાળા ભેંહ જેવા વાળ, હાથ હાલેડાની ડાળ
પગ જાણે કુણી કેળ, સાતી જાણે નાળીયેર
એની પાડા જેવી આંછ, ગાલે તલ જાણે માંછ
એવા રૂપનો ભંડાર, કેતો હોધી આપું નાર.

૬૫

વાવા રહીલી, દે હોધી મજને તું વાલા વઉ

જાજા કરે હું વાર તને લે પજે પડું સું હું
ધારીને હોધી દે ધોળી જેવી બગલાની પાંછ
વારીને જાઉં હું વેશે જોતાં અણીયાળી આંછ
બાજુ ભરેલા ખાપેંથી ને કાપડ કાજું હોય
ત્રાજુ ઘણેરા પગ માથે તે, હાથે ગાલે જોય
એ અંદરની અપહરા, હું અંદર જેવો સઉં. વા વા.

૬૬

કેને કહીયે કેને કહીયેરે, ક્રુર કરમની વાત,
સાંભળનાર સુજે નહીં કેને.
દુઃખ સહીયેં દુઃખ સહીયેરે, અમે દીવસ અને રાત,
અંતર આગ બુઝે નહીં કેને.
વનમાંહી વનમાંહી રે, વસવું સહુ કાળ,
વીવીધ વિલાસ વિસારીને કેને.
તનમાંહી તનમાંહીરે, સે'વો તાપ કરાલ,
મૌન્ય રહું મનમારીને કેને.
ટાઢાં ખાવાં, ટાઢાં ખાવાંરે, ઢેબરાં અને ધાન,
દુધ બુરૂં બકરા તણું કેને
નથી થાવાં, નથી થાવાંરે, સ્વચ્છ કરી શુભ સ્નાન,
અહીં નહીં ચાલે આપણું કેને.
ધારી ફરવું ધારી ફરવુંરે, ધાબળીયોને અંગ,
તીવ્ર ગ્રીષમના તાપમાં કેને.
કામ કરવું, કામ કરવુંરે, એ કઠોરની સંગ,
વણસ્યું જોર વિલાપમાં કેને.

૬૭

હાજણુ ઉભા સોકમાં, તનના ટેકા દઇ
ઓસીંતા આણુાં આવીયાં, અમાણે માથડે થઇ
અમાણે માથડે થઇને થાહે, આવ્યા અભાગીયા તેડી જાહે
હાથમાં દીવડો ને હીંસાવના પઇ, હાજણુ ઉભા સોકમાં તનના ટેકા દઇ

૬૮

હું જેવો સેલ સબીલો, બીજો ચ્યાંથી મળહે વર
પૈહાવાળું મારા જેવું, બીજું નઇ કોઇ ઘર
દુવા હોરઠા હારા જાણું, હાખે ગોલીતર
નામ માલીયો મોટું મારૂં, ઝાઝાં ઝેટાં ઘર
સું રૂપાળો ને ગણવાળો, રાજા અંદર જેવો હું
બૈસું બળીયો હોધું વડીયો, વનમાં વાનર જેવો હું
જો સંદર જેવું મોઢું મારૂં, દુધ હરીખો વાન
જો લાંબી મારી ચોટી જોતાં, પરીયું ભુલે ભાન
જો ગોટી જેવા ગાલ, રઉંસું પલીત જેવો પાક
જો રેડા જેવી આંખું, ગેંડા જેવું નમણું નાક    સું રૂપાળો.
જો માથે બંધણુ બાંધ્યું કાળા કરડાવાળું મેં
ઝાઝા ફુમકડાંળી માળા ને પરવાળાં જોઇ લે
જો આ કડીયું મેં બેવડીયું, લાંબી બાંનું પેરું સે
જો આ કાંબળ હોભે કેવી ખાંધે, હાસું બોલી દે. સું રૂપાળો.

૬૯

છોડી દે રાહ રાની મુરખા આ વેણુ માની,
નાદાની સર્વ તારી, લાગી દે વ્યર્થ માની—ટેક.

નીચપણાના કીચમાં પડયો બકે જરી પેખ,
મુખ તારામાં મારશે શ્રી હરી મોટી મેખ ;
આંખેથી દેખ અંધા છોડી દે પાપ ધંધા,
જાણીને કર્મ ગળે, એ ઇમાની શીદ બંધા        છોડી દે.
સળગી જાઓ સમૃધી સળગી જાઓ સુખ,
બળી જાઓ તુજ બહાદુરી, મળો રાખમાં મુખ;
જોઇને કૃત્ય તારૂં ગભરાયે દીલ મારૂં,
ચાલ્યો ન ઓ અનાડી ઢાંકીને મુખ તારૂં.        છોડી દે.
અમરી વેલી આજ તું રીંછે રોકયો રાહ,
મર્કટ નહીં માને કહ્યું નફ્ટ મુરખનો નાહ.

૭૦

સોડ કેડો કઉસું જાને આઘો ગયો કેમ આવડો ફાટી
મારા પાંહે નઇ જા ખાટી, ભાગ તારી માના માટી
નહીં થા નાગો નાગો, જાને આઘો.        સોડ.
કરી કામ કુડા કળને કાં લજાવે
નાના નેહમાં આવાં ભુંડા ન ફાવે
ઉભો જવાનીનું જોર તું વતાવે ઝાઝાં ખાહડાં (૨)
થયો હવે ખાનાર, તું ગમાર, આવે ખાર, મારૂં માર .
હું આ વાર, દઉં ધકાર, વાર વાર, બન્યો બાઘો બાઘો.        જાને.
નથી મારા જેવી ભુંડી કોઈ ભાળી
મને માનજે પીટયા તું તીખી પાળી
તારી કાણુ માડું મોટું મોઢું વાળી તારા બાપને (૨)
હું નાથું, મોટી નાથે, મારે હાથે, મારૂં માથે, રીંહ હાથે

મધ રાતે, પરભાતે, મારી જાતે, કરૂં કાગો કાગો. જાને.

૭૧

ગોલીનીચે ગાળું દીધી, ફજેતી મારી કીધી સે. ગોલી.
રાંકની સોકરી રાખડ જેવી, મારવા મંડી માર,
મારતાં મારતાં મેં નથી મારી, ખુબ સડયો તો ખાર. ગોલી.
પાડત હેઠી પાડું મારી, એઠી પાડત ખુબ,
ઝંઝેડી નાખત ઝુંથરાં ઝાલી, ખાહડાં મારત ખુબ. ગોલી.
હાંખી આવ્યો સું, હરવે ઇનાં કડવાં કડવાં કેણુ,
હું હાસો તો ઇના મોઢામાં, ઘાલું ઇનાં વેણુ. ગોલી.
પરણુવી મારે કમરી કાજુ, બીજી માતે બેન,
રાજા પટેલનો સોકરો હું સું, સોડું ન લીધું વેન. ગોલી.
હુંગિંસું ટુટલ ખાટલો ઢાળી, રોટલો પાણી હરામ,
મારી મા ધુના પૂછશે તાણે, આપીશ એનું નામ. ગોલી.

૭૨

બોલને બોલને બોલનેરે, મારા માલા માણીગર બોલને,
મુંઝાય શાઓ માડી કાં મનમાં, અંતરનો પડદો ખોલનેરે. મા.
તું સું અમારે એકજ સોકરો, દન રોજ દખમાં ડોલનેરે. મા.
કોણે રીહાવ્યો કહી તને કડવું, ફોડી નાખું ઇના ભોલનેરે. મા.
આખાય નેહમાં આણુ ફેરવાવું, ધિંગા વગડાવી ઢોલનેરે. મા.

૭૩

ના ના ના એં એં એં કરવીસે મારે કમરી વહુ
રૂડીને રૂપાળી ઇસે ધોળી ધડબી બહુ
ઇના જેવી નથી નેહમાં ઝટપટ પરણી લઉં. કરવીસે.

કાળી ઉપર કાંઇ ન રીઝું ખીજી ખાહડે હણૌ
બીજીને હું નઇ બોલાવું, હાંભળ હાસું કણીં.　　　　કરવીસે.
હું કરવાને હનો કરેસે, લે ખવરાવું ખાજું
પ્રીતેથી પરણાવીહ બીજી, કમરી કરતાં કાજુ
ના ના ના એં એં એં.　　　　કરવીસે.
ગાંડો થામાં ગગા માલીયા, વેલો જાને વાઘે
કોઇ નથી બકરામાં બીજું, હાલ્યાં જાહે આઘે
ના ના ના એં એં એં.　　　　કરવીસે.

૭૪

હું તે હરખ કરૂં કયાં જણી, થાહે કમરી મારી વહુ
ઇગણગારી ગોરડીને, હું મોરડીયો ઢાંઢો,
પરણી પાંતી હાથે રેહું નઇ કે કોઇ વાંઢો.　　　　હું તે.
રમ રમ કરતાં રાતે જાહું પરણી પાંહે પરીતે,
ખજુરને ટોપરડાં ખાહું, હાથે બેહી ખાંતે.　　　　હું તે.
ધમ ધમ થાહે ઘુઘરાને, ઝમ ઝમ થાહે ઝાંઝર,
મટકાં મટકાં કરતી લાડી, આવે મારી આગળ.　　　　હું તે.
અણીયાળી એ આંછે જોહે, મારા હામું મોં ફાડી,
ડાયો ડમરો થઇ હું બોલીહ, આવો મારાં માડી.　　　　હું તે.

૭૫

સકલ જગ અસત્ય સત્ય એક રામ હે,
કલિમલ દલ દહન ગહન જાકો નામહે.　　　　સકલ.
જીને તારી અહલ્યા નારી, રહે એક પતિવ્રત ધારી,
હે ભ્રાત જાકે બ્રહ્મચારી, દશરથ દુખ હરન તાત,

અવધ ગ્રામહે. સકલ.
અતિ અધમ અસુરકોં મારે, સબ ધર્મ શત્રુ સંહારે,
ઇંદ્રાદિ દેવ ઉગારે, જાકે નામ માંહિ તીર્થવૃત તમામ હે. સકલ.
સબ જડ ચૈતનકે માંહી, છાઇ રહિ જાકી છાંઇ,
રહે રૂષિ મુનિ જાકો ચાહી, વો ભવ જલધી નાવકો,
મેરા પ્રનામહે. સકલ.

૭૬

આ ગયા જમાના ઉલટ ઉલટ સબ રીતી
સ્વારથસેં કરતે સાધુ સંત સબ પ્રીતી
રટન કરે મુખ રામકો, કામ બુરેપર ધ્યાન હે
રામ રટત હે દામકો, એસેં સંત મહાન હે
સબ ધ્યાન ધરત હે, ધન લેવેકી નીતી. સ્વારથસેં.
ગીતા બાંચે પંડીત હોકે, બહોત સુનાવે ગ્યાનકો
નાતે ધોતે સેવા કરતે, કાલી રોટી ખાનકો
નહીં ભ્રષ્ટ ધરત હે, ભવપતીહુકી બીતી. સ્વારથસેં.

૭૭

દેખો સમય કે સાધુ, સરવજન દેખો સમય કે સાધુ
ગૌતમ નારી ના મીલી જહાંતક,
વહાં તક રહેત અબાધુ. સરવ જન.
રહન દીયે નહીં એક છીન, ત્યાગીકોં કર તંત
ભગતનીકોં દે ભાવસેં, મનહર જગો મહંત
સનમુખ જાકે, સાધુવાનીકે,

નાચત નચાવે જયોં જાદુ. સરવ જન.
સાધુનકું સુખ શાંતીસેં, મીલે ન અનભર પેટ,
ભાવીક ભગતનીંકો મીલે, શીરા પુરી ભેટ,
કહેનાં કીસ બીધ કીસકે આગેં,
ઇશ્વર ગતી હે અગાધુ. સરવ જન.

૭૮

કાનુડો ન જાણે મારી પ્રીત, બાઇયું બાળ કુંવારાંરે. કાનુડો.
જળરે જમુનાનાં હુંતો ભરવાને ગઇતીરે
કાનુડે ઉડાડયાં આછાં નીર, ઉડયાં ફરરરરર. કાનુડો.
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યોછેરે
સોળસેં ગોપીમાં ઝાલ્યાં ચીર, ફાટયાં ચરરરરરર. કાનુડો.
હુંરે વરણાગી કાના તમારારે નામનીરે
કાનુડે તાણીને મારયાં તીર, વાગ્યાં અરરરરર. કાનુડો.
બાઇ મીરાં કે છે પરભુ ગીરધરના ગુણ
કાનુડે બાળીને કીધી ખાખ, ઉડી ફરરરરર. કાનુડો.

૭૯

હરી હરી જરી ન ચેન કયાંઇ ના ગમે, કયાંઇ ના ગમે (૨)
વિરહ લાય, વધતિ જાય, નહીં ઓલાય, દુઃખ નહીં સમે. હરી.
ચકડોલ ચડેલ રહે ચીતડું, રડી મરે, પડી મરે,
બળી મરે, ભ્રાંન્તીમાં ભમે. (૨) હરી.
ઉર ખચીત, ભય ભરીત, વીકળ આ સમે (૨)
પુરવ પાપ, પ્રગટી તાપ, કરી સંતાપ, દીલ બહુ દમે. (૨) હરી.

૮૦

તારા પતી શશિ તણો કર ઝાલવાને
ઉત્સુક અંતર હતી સુખ માલવાને
ખીલી જરાક ખળ કાળ કરે ખુંટાઇ
કાં તું વસી કુમુદ સ્નેહથિ સ્વર્ગમાંહી
આશા હશે ઉર તને શશિ સંગ રહેવા
ખીલી કુમુદ મધુરો મુકરંદ દેવા
ચાલી ગઇ રહિ ન કાં રતિ રંગ લેવા
પ્યારી હતી શશિ ઉરે પ્રિય તુજ સેવા.

૮૧

ગ્રહી ગજબ ઉરે (૨) અજબ કુમુદની પ્રીતી કામણુગારી
ન દુરાવી દુરે (૨) રાત દીવસ રટના એ ધનની ધારી
પરવશ મુજ પતીનું અંતર છે, ભયભીત નૃપાલ નીરંતર છે
મન માથે મોહની મંતર છે. ગ્રહી.
નહીં કોટી ઉપાયે કુમુદ મળે, જેઇ સ્થીતી જાલીમ જીવ બળે
પ્રીયતમની પીડા શાથી ટળે. ગ્રહી.

૮૨

જે તારૂં કરિ દર્શ હર્ષ ધરવા આતૂર થૈતી અતી
જે તારા કર સ્પર્શથી વિકસવા રૈતી વધારી રતી
જે દેવા તુજને મધૂર મધુનો આનંદ ઉભી હતી
તે કુમૂદ જતાં તું ચંદ્ર સુખિયો ધિઃક્કાર તારી મતી.

૮૩

ક્યાં છે ચંદ્ર કુમૂદના વિરહથી, શાણા વિચારો સુખી

સોચેથી મુખ શ્યામ કાંઇ ચડિયા, દેખાય દેહે દુઃખી
શાન્તી લેશ ન ઉર; ક્લેશ ભરિયું, વિશ્રાંતી લેતો નથી
વ્યાકુળો બનિ વિશ્વમાં વિચરતો, કો પાસ કે'તો નથી.

૮૪

વાલા વિચારો કાંઇ
બાળકના જેવી બુધી, ધારી બેઠા ખોઇ શુધી
મરેલું મળે ના જન ક્યાંઇ. વાલા.
કુમુદને પ્રીતી રંગે, અરધા રહ્યા છો અંગે
હવે તો રહો ઉમંગમાંહી. વાલા.

૮૫

કામણગારી પ્યારી
ક્ષણપતી ક્ષણ હું તો, દેખું એને બેઠો સુતો
નયનોથી નથા ઘડી ન્યારી. કામણ.
વિચારી વિચારી ભારી, હવે તો ગયો છું હારી
કહે શું કરૂં હું પ્રીયા મારી. કામણ.

૮૬

કરતાર મારે કરમે કેવું લખ્યું કરતાર
આભુષણને ઉપાડી ન શકતી, ભાવે ઉપાડું છું ભાર. મારે.
રાજાની કન્યા હું રાંકને અવાસે,
રહી છું બનીને લાચાર. મારે.
ડરી મરતી દુનીયાં બધી, નીરખી મુને નારાજ
તે હું દીલમાં ડરી મરૂં, પામર જનથી આજ
પ્રતીદીન પરી જન પાસે રહેતાં, એકલી ભટકું આવાર. મારે.

૮૭

નાર તને કમરી કરૂં નાનકડી નાર
માનીજા માનીજા માનીજા કૌંસું, ખાવા બેઠી છે કાં માર. તને.
ખાટો બડહસું ખારીલો ખુંટડો
જાવા દીઉં ના આવાર. તને.
આટલા દીવસ તું એકલી ન આવતી
ઠીક મળી આજ આ ઠાર. તને.

૮૮

બોલ વચન વિચારી, ખેંચી કાઢું જીભ તારી
મુંને એકલી તું ધારી કેમ ફાટયો ફરે (૨)
હું છું સીંહણની બાળ, નહીં જાણજે શીયાળ
તારો કરવાની કાળ, વિણ મોતે મરે (૨)
સાંખી રહું છું આ વેણ, દુષ્ટ તારાં દુઃખ દેણ
મુર્ખ માની મારૂં કેણ ઝટ જાને ઘરે (૨)
પાસ ન આવ કહું પાપી, દુર જા દૈવ તણા શ્રાપી
શીદ કષ્ટ કરે, ભય વ્યર્થ ભરે. બોલ.

૮૯

દુર દુર (૨) કૃતઘ્ન નીર્લજ્જ. દુર દુર.
જા વ્યભિચારી, કહું ધિક્કારી, ભ્રષ્ટ બને કાં તું ભયકારી
બુધી તારી કાં ગઇ મારી. દુર દુર.
હઠ હઠ નફ્ટ કહું છું હું, અડક ન મુજને
થાનારી, તું મારી
કરનારી, મા તારી. દુર દુર.

કમરી તું લાગેસે તાજુ, તારૂં રૂપ હરવમાં તાજું
મારૂં મોઢું સંદર જેવું, તારી જોડી હોમે કેવું
મોઢું તારૂં, કરને ન્યારૂં, શું હું બાળું
જો સાંસાળું નાક રૂપાળું, હરીર કાળું
જા દુરે ખર તું રે, મર તું રે
વર તું રે ધર રૂડે વરહું રે. દુર દુર.

૯૦

કેમ દેછે કષ્ટ ક્રૂર, (૨) ક્ષત્રી વીરની સમક્ષ અંધા
શું આ નીચ કરે છે ધંધા, આઘો જા તું અસુર. કેંમ.
અબળાને મારે શું કામે, પામે પ્રભુથી ભય નહીં ઉર
પર પીડા દેનારા પાપી, નષ્ટ થશે તુજ નુર. કેમ.
જા કહું છું અહીંથી આઘો, દુષ્ટ તજી અબળાને દુર
મૃત્યુ તારૂં આવ્યું મરકટ, સદ્ય બતાવું શુર. કેમ.

૯૧

કેવી સુંદર શ્યામા, ઉર અભીરામા રંભારૂપ
મુખ શશી આનો ગ્લાની પામ્યો
તોપણ રમ્યપણું નથી વામ્યો
મુરછીત છે મનહરણી તદપી મારો જીવ જોતાં જામ્યો ખૂબ. કેવી.
બાળ કદળી તુલ્ય બાળ, અધમ કરીએ કીધી ઠાર
સર્વ અંગ ભરીત રંગ, ચકીત થાઉં જોતાં વાર
નૌતમ નારી, આનંદ કારી, લાગે પ્યારી (૨) ખુબ. કેવી.

૯૨

આભારિ કીધી શું પધારિ આપે

તપેલ જે હું હતિ તીવ્ર તાપે
પ્રભુ તમોને સુખ શાંન્તિ સારી
દે નીત્ય મારી અરજી સ્વિકારી.

૯૩

ઉમા રમા ઉર્વંશિ કે નગી છે
સુરિ અસુરી નરિ પન્નગી છે
ગઇ હરી ઉર ફરી મળે ક્યાં
હરી હરી શાંન્તિ હવે વળે ક્યાં.

૯૪

ક્યાં ગઇ મારી માત સુતાનાં દુખ સાંભળનારી
વારવાર અતિ પ્યાર કરીને, ઉરમાં ધરનારી
ચુંબન લઇને વાલી કહીને, લાડ લડવનારી
મુજ મુખ જોઇ દીલ દુઃખ ખોઇ, શુભ સુખ ભરનારી. ક્યાં ગઇ.
આ રઇ હું તો હું કહે તું તો હીદ બકોરે ગઇતી સોરે
દરહણ કરવા, નવેદ ધરવા, દુધ કળહીયો
માતા મારી ગતી દુઃખકારી, થઇ છે ભારી
ગઇ છું હારી, શીરપર અતિ ડર અરરર હર હર
હું દુઃખીયારી હાય ગઇ હારી. ક્યાં ગઇ.

૯૫

મજ દીકરડી કાં મન મરડી, રદન કરેસે રાંકડી તું
તુંથી મારે કોણ વધારે, આંખના તારા આ ઘડી તું. મજ.
હું દુઃખ પડીયું, કાં સીત સળીયું પગ કેડે જાતાં પડી તું મજ.
કે કોઇ હાથે બાધી બાથે, વાગ્યું અંગે આખડી તું. મજ.

કે ઝટ માડી, દખ પોકારી, ઝાઝે જતનેથી જડી તું. મજ.

૯૬

આફ્ત ભારી શીર પડી છે નઠારી
આવી કહું છું પોકારી, હારી ગઇ માડી રે
દુધ લઇને છાળકમાંથી, આવતી હું હતી કોઇ ન સાથી
મારગમાં આવી મળ્યો માલીયો અનાડી. કહું છું.
ગાળો ગમારે દીધી દુખકારી, ફોડી મટુકીને લાકડી મારી
પકડીને વાળ મુને વાંદરે પછાડી. કહું છું.

૯૭

રહી ચોટી ચીતડાની માંય, રસીક નાયકની મુરતી
આંખોથી અળગી નથી ઘડી (૨) રહી.
શું મનહર એનું મુખ (૨) ભુખ ભાંગે દુખ રે ન રતી રહી.
શા પ્રલંભ એના ભુજ [૨] વીકટ વીર રસભર ભ્રુચળતી રહી.
શા મધુર મધુ શા બોલ (૨) અમુલ્ય સલોણી સુરતી. રહી.

૯૮

કોણ હશે રમણી રસીકડી કોણ હશે રમણી
જેને જોઇ રહ્યું મન મોઇ, એવી ન હોઇ કામની કોઇ
નૌતમ છબી નમણી રસીકડી.
આ મુજ અંતર નીરખે નીરંતર
મોહની મંતર, જાદુનો જંતર
ભામની ગઇશું ભણી રસીકડી.
શશી સંમતાથી, વીદ્યુત ભાથી
રમા ઉમાથી તીલોતમાંથી,

તેજ મહીં તમણી                                   રસીકડી.
કુમુદના સરખી, નખ શીખ નીરખી
હું રહ્યો હરખી પ્રીતેથી પરણી,
ચંદ્રની ચપળ મણી.                                   રસીકડી.

૯૯

નહિં નહી નિરખું ફરિ એ રતી
વિકળતા ઉરમાં પ્રગટી અતી
ગઇ કહીં છટકી ચટકીલિ એ
દુઃખ વીશે પટકી લટકીલિ એ
નથિ નથી મુજને શુધિ તો રહી
ચતુર ચંચલ ચાલિ ગઇ કહીં
ઉર હિમંચલ તમ કર્યું ફરી
અરર અંચળમાં મુખડું ધરી.

૧૦૦

કોને કોણ મળી (૨) વીરહ કુમુદનો લીધો હરી
રાત દીવસ રટના લાગીતી, કુમુદ બામની બારી
તે ભુલાવી કુમુદ ભુવનમાં, કૈ વામા વસનારી.                   કોને.
કુમુદ વીનાની કોઇ કામની, પરણી નો'તી પ્યારી
એવી કોણ વિલોકી અબળા, કુમુદથિ કામણગારી.                   કોને.

૧૦૧

કુમુદ થકિ રૂપાળી, રાનમાં જોઇ રાણી
હરણિ મન હરી ગૈ, ક્યાં ગઇ તે ન જાણી
મિલન મૃગલિનું તું મૂજને દે કરાવી

વિવિધ વિરહ પીડા હર્ષથી દે હરાવી.

૧૦૨

ખબર પડિ ન કાંઇ કોણ રંભા હતી એ
પ્રગટિ પ્રભુ ગતીથી રાનમાંહી રતી એ
ગરિબ વરણ વેશે, શોભતીતી સતી એ
અધ ઘડિ નથિ આધી, આંખથી આકૃતી એ

૧૦૩

જો જો સખા ધિરે ધિરે એ આવતી પ્રીયા
છે ચીતની ચોર મુજ ચકોરી પ્યારી આ પ્રીયા
જો હરિણીની મુરતી, જો કરિણીની ચાલ
જો લચકાતી લંક લઘુ, જો ઉન્નત ઉરમાલ
મૃણાલસી મૃદુ ભુજા ડોલાવતી પ્રીયા. છે.
વીણાથી વધતે સ્વરે, ગાતી આવે ગાન
આકૃતી અતી રતીના થકી, મેધા કૃત મહાન
ત્રીલોકમાંહી તુલ્યના ન પામતી પ્રીયા. છે.

૧૦૪

પ્રિતે'થી પય લ્યો રે પય લ્યો પ્રવિણપુર વાશી
છે અમૃતસમ સુખરાશી. પ્રિ.
પરમાનંદ પ્રગટી રહે પીતાં, ઉરની જાય ઉદાશી પ્રિ.
પય પીનારા પ્રભુજીને પ્યારા, પય મથુરા ને કાશી પ્રિ.
જીવન પુટી જગત બધાની, આપે નીત્ય અવીનાશી. પ્રિ.

૧૦૫

અલી જોને એના ભુજ કરિતણી સૂંઢજ સહી

ભ્રકૂટી જો ભારે વિકટ વિરતાથી ભરિ રહી
વિલોકી જો વાલી હરિ સદ્રસ્ય વીશાલ ઉરને
ચળી જાયે મારૂં ચિત ચપળ આ જોઇ શુરને.

૧૦૬

પુછી જો એ પરીનેરે, (૨) મારા માટે કરગરીનેરે
ચંદ્રતણા ચીતમાં કહે ચોટયો, પ્રમદા તારો પ્યાર
કુમુદની થા તું જો કરૂણાળી, તો સુધરે સંસારરે પુછી.
તારા વિના ત્રયલોકમાં એને, અન્ય ન દે આનંદ
ભારતી ભાવ ધરી થા ભોળી, ચાહી રહયો છે ચંદ્રરે પુછી.

૧૦૭

પુછું છું રે હું પય વેચણહારી, ભરવાડી કે તું છો રબારી
કયાંનીછુંરે રામા તું રહેનારી, પરણી કે કન્યા કુમારી
કોણ સાથે શોધી સગાઇરે, કોણ માત પીતાને ભાઇરે
કહે નામ શું તારૂં બાઇરે, લાગેછેરે લલના લઘુ વય તારી. પરણી.
નદી તીરેરે નીકટ નેહ છે સારો, એમાં છે વાસ અમારો
બહુ ભોળુંરે કુળ ભરવાડનું મારૂં, પુછે છે તું શા સારૂ
નથી પરણી ન કીધી સગાઇરે, પીતુ નામ રામ સુખદાઇરે
નથી ભ્રાત રાણી મુજ માઇરે, સૌ કેછેરે નામ કમલિની મારૂં. પુછે.
આ પુરના રે ચંદ્ર ચતુર છે રાજા, નૌતમ ક્ષત્રીની માજા
પય લેવારે આવ્યો આજ્ઞા પામી, હું સેવક એ મુજ સ્વામી
એને પય પુરણ છે પ્યારૂંરે, ભોળી ભરવાડીની તારૂંરે
આ વચન અલૌકીક મારૂંરે, નહી કરજેરે નાહક વાર નકામી. હું.
શું આવ્યોરે મશ્કરી કરવા માટે, ચાલ્યો જા પાધરી વાટે

ભાળીનેરે ભોળી મને ભરવાડી, ઉડાવવા આવ્યો અનાડી.
બહુ બુરૂં પય બકરાનુંરે, નૃપ માગે એ નહીં માનુંરે
શીદ પાડે ભુતથી પાનુંરે, મહીશીનુંરે દુધ પીયે એ દાડી. ઉડાવવા.

એણેતોરે ઉરમાં ધાર્યું એવું, પ્રીતે'થી અજા પય લેવું
પ્રગટીછેરે એને વીરહ દુ:ખ પીડા, કરવા નથી ગમતી ક્રીડા
કહ્યું મનસીજ વૈદે આવુંરે, બકરાનું પય બહુ ખાવુંરે
લખી અન્ય નહીં લલચાવુંરે,
સહુ સાચુંરે ભામની ગણતી ન ભીંડા. કરવા.

વધી છોનેરે વિકટ વિરહની વ્યાધી, એમાં શી અમને ઉપાધી
નથી નવરીરે હું પય દાડી દેવા, નથી મારે પૈસા લેવા
હું ભોળી અતી ભરવાડીરે, એ નૃપકુળ દુ:ખમય દાડીરે
કદી એથી કામ ન પાડીરે,
નથી ખાવારે મારે મહાસુખ મેવા. નથી મારે.

શું બોલેરે દામની દયા વીસારી, નારી નિર્દયપણું ધારી
પર કેરીરે ઉર પીડા પરહરવા, ઉત્તમને ઉપાય કરવા
સાધુપણું શીરપર ધરીનેરે, પરહીતને પંથ વીચરીનેરે
તન મન ધન અરપણ કરીનેરે,
સજ થાવુંરે પીડ પીડિતની હરવા. ઉત્તમ.

સાધુપણુંરે હુંતો નહીં શીર ધારૂં, નથી દીલ દયાળુ મારૂં
તન મન ધનરે અરપણ એકને કીધું, કેમ જાએ બીજાને દીધું
જો પયની પ્રીતી ધરાવેરે, તો નદી કીનારે આવેરે
મળી મુજને ભાવ દરાવેરે, સમજી જારે વચન કહું છું સીધું. કેમ.

૧૦૮

શી રૂપાળી શોભાવાળી નાર, ભુલે કીધી ભગવાને ભરવાડ
અજબ ચપળતા અજબ ચાતુરી, ગજબ વ્યંગની વાણી
રઢીયાળી થાવા લાયક છે, ચંદ્ર ચતુરની રાણી. શી.
કમળ સરીખા કોમળ નયનો, કમળ સરીખા હાથ
કમળ તણી કીધી એ કમળા, કરથી કમળાનાથ. શી.
કુમુદ સરીખી નખ શીખ શોભા, નામ કમલીની એનું
આ હરણી વીણ હરણ ચંદ્ર ચીત, સત્વર થાએ શેનુ. શી.

૧૦૯

જોયું જોયું જોયું રે, મેં તો આજે અજબ કાંઇ જોયું
દોડી જાતી હતી દુધ લેવા હું, પેખવાને મન પ્રોયું રે મેં તો.
ભાળ્યું મેં ભરવાડીની ઉપર, નૃપતીનું મન મોયું રે મેં તો.
પુછ્યું વાસંતીકે એ પ્રમદાને, સાંભળી મેં સુખ ખોયું રે. મેં તો.

૧૧૦

આવવા દે એને અહીં આ વાર (૨)
વલે કરૂં વિધ વિધ હું એની, સરસ બતાવું સુખનો સાર. આવવા.
રીતી આવી દઉં વીસરાવી, સહુ ભુલાવી આપું ભાન
આ ઘડી આવી જાય ન ફાવી, જશે ગુમાવી શુધ ને શાન
બહુ ધમકાવી દશા મુકાવી, તાવીને તમામ તાન
દઉં ધિક્કાર વારંવાર, બનાવું લાચાર. આવવા.

૧૧૧

જા જા બોલમાં ખોટુ રે, જુગતી તારી જાણું છું હું તો
હવે રાજમાં રેવા રે, રહયો નથી લાયક તું તો. જા જા.

કુટીલ કામ કરે છે કુડાં કનીષ્ટ કુટણાં કેરાંરે
ભુપતીને ભરમાવી દોરે, નીચે રાહે નમેરા. જા જા.
નૃપતીને નીતીથી નીત્યે, રાખ્યો કરવા રાજીરે
પરનારીનો પ્યાર શીખવવા, પ્રીતે લાગ્યો પાજી જા જા.
અંતઃપુરમાં આજ થકી નહીં દેજે પગ તું પાપીરે
ભુપતીને મેહલે ભાળીશ તો નાખીશ ટાંગો કાપી. જા જા.

૧૧૨

કપટની પ્રીતી તજી ઘો પ્રાણનાપતી
એક પત્નીવ્રત ધારતા, શુદ્ધ પ્રેમ ના વીસારતા
છળથી નીત્ય, પરની પ્રીત, ઉરમાં અતી. તજી ઘો.
મુજ વીણ અહીં નહીં જમો, બહાર અન્ય નારથી રમો
મુજથી નાથ કરો ન વાત, માનું ના રતી. તજી ઘો.

૧૧૩

પ્રીયા મારી (૨) નહીં કર રીસ રતી હું ગુનામાં નથી. પ્રીયા.
વહાલી સહુ છે વાત આ ખોટી અંતર બાળે શીદ અતી
સુખ છોડી સતી. પ્રીયા.
ભરમાવી છે તુજને ભોળી, મલીન કરે છે શીદ મતી
કયાં છુપાઇ ગતી. પ્રીયા.
સોગન ખાઇ કહું છું હું સાચું, ત્રીયા ન દોશીત તારો પતી
જરી જો જુવતી. પ્રીયા.

૧૧૪

અલબેલા નહીં ઓરા આવો, છેલા નાહક શીદ સતાવો
કયાં ગઇ પ્રીત કુમુદની કહોને કયાં ગઇ ઉર ઉદાસી

કયાં ગઇ કુળની લાજ છુપાઇ, કયાં ચતુરાઇ નાશી. અલબેલા.
હું ભોળી ભરમાઇ રહીતી, પ્રપંચ કેરે પાસે
મોઢે બોલો મીઠું મીઠું, વીષ વધારો વાંસે. અલબેલા.
મળી નહીં કોઇ મન માની, લાખ પ્રયત્ને લાડી
ગુણીયલ ગોતી ગાંડા બનીયા, ભુત જાત ભરવાડી. અલબેલા.

૧૧૫

મૂકી દે માન પ્યારી, ગરિબ જનપરે ક્રોધ શાને કરે તું
જો હું દોષીત હોઉં, મરજી મુજબ તો મુજને દંડ દે તું.
બાંધી બાહુલતાથી, કઠણ કુચ વડે, માર ધક્કા ઘણેરા
ઝાઝી જો રીસ હોયે, ફરિ ફરિ હણુને બાણુ તું નેણુ કેરા.

૧૧૬

મુજને શીદ મનાવો, લીયો મનાવી લાખેણી લાડી
હણુશે બાણુ નયનના, જાઓ જાઓ ભાવે ભરવાડી.

૧૧૭

હવે તો હું હાર્યો પ્રણય કરી પ્યારી,
માન છોડી દે માનીની મારી. હવે.
સિંદુર વરણા નયન કરે શીદ, હરષ હૃદયનો હારી
જીભ થકી કાં ઝેર ભરે છે, અવળાં વાકય ઉચારી. હવે.
પ્યાર થકી પરિયંકને માથે, રસભર ચડ રઢીયાળી
સ્થીર થઇ બેઠી કાં સ્થળપર, મનનો મૂદ વિસારી. હવે.
ધુળે ધરે કાં સોનું ઘમેલું, રજની રતી વીણ હારી
ચુકીને વખત ચતુરાં તારૂં, મનડું મુંઝાશે ભારી. હવે.

ઉઠ હવે અભિમાન તજી દે, અરજી આ ઉરમાં ઉતારી
નાહક કાં મૃગનયની સતાવે. કુડો કલેશ વધારી. હવે.

૧૧૮

રાજાઓમાં રહેવું ભુંડું, હો રાજાઓમાં રહેવું ભુંડું
પગલે પગલે પાપ લાગે છે અમાપ ઓ મારા બાપ રાજા.
રાજાના થઈએ તો, રાણીને ખટકીએ
ખવાસણો કરે ખાર,
રાણીના થઈએ તો રાજાના ઉરમાં
આવે શંકા અપાર રાજા.
ધર્મને હારવો કર્મને હારવાં, હારવી હૈયાની હામ
આટનું હારવું એ ન ગણે, અથડાવે આઠે જામ રાજા.
મુંગો રહું તો મુરખ કહે છે, તાણી બોલે તકરાર
બોલતાં બાંધે બેય વાતે, એનો શું કરવો ઉપચાર રાજા.
બેસતાં ઉઠતાં બોલતાં ચાલતાં,
વિવિધ કરવા વિચાર
નૃપના ઘરની નોકરી છે, તલવારની તીખી ધાર. રાજા.

૧૧૯

મહારાજ હું ન આપ સંગ આવું આવું (૨)
વાનવો વિશેષ તોય લેશ હું લહું ન ઉર (૨)
દેખીને ન દુખ પાસ જાઉં જાઉં મહારાજ.
પાટનું ઇનામ નહીં લાડવાનું નામ નહીં (૨)
ગોળ વીના ગીત નહીં ગાઉં ગાઉં મહારાજ.

મોજમાં દરોજ વરસાદ પડે ગાળોનોજ
રાણીજીનાં ખાસડાં ન ખાઉં ખાઉં. મહારાજ.

૧૨૦

રે મમ પ્રાણ કાં વદે આવું, ઘટે નહીં ગરવી થાવું (૨)
તારા વિના ગુણેચ્છક શાણા, કહે કેને શોધી લાવું (૨)
મનથી મીત્ર ગણ્યો છે મેં તુજને, સત્ય ન ગણુતો સમ ખાઉં (૨) કાં વદે.
વાત કહું સુખ દુ:ખની વહાલા, સત્ય ચીને તુજને ચાહું (૨) કાં વદે.
ચાલ હવે આવી હશે ચપલા. ક્ષણ ન ઘટે અહીં રોકાવું (૨) કાં વદે.

૧૨૧

વિલોકવાને વનિતા રૂપાળી, અધીર મનડું અધીર મનડું
વસી છે તનમાં વસી છે મનમાં. વસી છે જનમાં ધરા ગગનમાં
એ સર્વવ્યાપી અબળા વીનાનું, ન ટાઢું થાયે તપેલ તનડું. વિ.
એ સુખકારી. એ દુ:ખહારી, એના વિના નારી બધી નકારી
વરાંગીનું અંગ વિલોકવાથી, વસેલ ભાસે વેરાન વનડું. વિ.

૧૨૨

વિરહિની વસમી ઉર વ્યાધિને, સમજતાં વિરહી જન સાધિને
અવિરહી ઉરમાં જરિ ના લહે, હસિહસી વસમાં વચનો કહે.

૧૨૩

વખત ગયો વીતારે (૨) કરી કેવી એણે અનીતી
હું એકલડી આવીને ઉભી (૨) રાજાની કેવી રીતી વખત.
પટરાણીને સાથે પ્રિયતમ (૨) પોઢ્યા હશે ધરી પ્રીતી વખત.
મનશીજના શર ચાલે માથે (૨) જબર શકું નહીં જીતી વખત.
મુજ મન થડકે છાતી ધડકે (૨) ભરાઇ ઉરમાં બીતી. વખત.

૧૨૪

આવે સુંદર વર એક સ્વાસે, અંબીરા આવે સુંદર વર એક સ્વાસે
મુજને મળવાની આશેરે આવે.
સ્વેદથી ભરાયું ભાલ, લાગે જોતાં મુખ લાલ
ત્રાશેલા છે ગ્રીષમને ત્રાશેરે આવે.
છત્ર નથી ધાર્યું માથે સહચર નથી સાથે
વાસંતીક ચાલ્યો આવે વાંસેરે આવે.
હવે હું ગણાણી નારી, પ્રીયતમ કહેશે પ્યારી
હિમાંશુને મળશું હુલાસેરે. આવે.

૧૨૫

લલના તું કરી ઉભી કાં લાજ, વાલી તું જરી વિચાર (૩)
ઉભો અધિરો બનીને હું આજ, અરજ ઉર ઉતાર (૩) લલના.
તનડું તપાવે તાપ ગ્રીષમનો, મનડું તપાવે છે માર
ટાઢું કર એ તનડું મનડું, અંકે આવીને તું આ વાર (૩) લલના.
મીલન તાહરૂં મન હરણી છે. મુજ જીવનનું દાતાર
લઘુ લંકી છોડી દે શંકા, લાખેણી લેખીને લાચાર (૩) લલના.
વાર થતાં વ્યાકુળતા પ્રગટે, ઉરમાં મુજને અપાર
નીરદય થામાં જો નયનેથી, ઉભો બનીને હું આજાર (૩) લલના.

૧૨૬

કહું શું મુખે (૨) શરમથી હું ભરી દુઃખાવી દીસે (૨)
વીરહ તાપે વડી. કહું શું.
જોયા હતા મેં જયારથી વનમાં, ત્યારથી તન મન (૨)
ધ્યાન રહેતું ધરી. કહું શું.

ઉત્તમ અવસર આજે આવ્યો, નીરખ્યા નર રાજ (૨)
મુદીત થાઉ મળી. કહું શું.
હવે ન છોડશો છેલ છબીલા, દાસી છું અતી દીન (૨)
અધીન પ્યારે કરી. કહું શું.

૧૨૭

પદ્મણી પ્યારથીરે, પ્રતિદીન રાખીશ પાસ. પદ્મણી.
તન મન ધનથી સદા સેવના, સ્વામની તારીરે
કરીશ બની ફુરમાન ઉરની, ગણી અધિકારીરે
હાજર હુકમે હર ઘડિ રહિને, પ્રમદા કરીશ પ્રસંન્ન
એ ઘડી ઇશ્વર કયારે આપે, માનની અરપું મન. પદ્મણી.
કુમુદ વીરહથી કલાંત કલેજું કંપીત મારૂંરે
કલિત કમલિની મધુ પામીને, પુષ્ટ થનારૂંરે
પા પા પ્રમદા પ્યાર ધરિને, અધરામૃત આ વાર
સચી સોંપ સંતુષ્ટ કરીને ઇંદ્ર તણો અધિકાર. પદ્મણિ.
ગણું કુમુદની તને ચંદ્ર હું, ચાહક તારોરે
ચિતે થયું પ્રતિપ ઉદાસીથી, વિકાશનારોરે
વિરહ તણો ક્ષય રોગ વાગીને, અમર થયો હું આજ
તુચ્છ ગણું તારૂણી તું મળતાં, હું ત્રીભુવનનું રાજ. પદમણિ.

૧૨૮

મને ના છુવો છળેથી છબીલા તમેરે
રહી આઘારે (૨) કરો અંતરની વાત મારા નાથ. મને.
વહાલા ઉરમાં વિચારો ધર્મ આપણોરે
આર્ય કુળનીરે (૨) અનોખી રીતભાત મારા નાથ. ના છુવો.

શાસ્ત્ર સંમતીથી લગ્ન ક્રીયાઓ કરીરે
મગ્ન થઇનેરે (૨) લેશું મોજ દીન રાત મારા નાથ ના છુવો.

૧૨૯

દુઃખીયાના દુઃખની પીડા નહીં પ્યારા
આપ પધારો દેખી જશે દારા
ક્રેશથી કલેશ કરી દુઃખ દેશે
નારીઓના ઉર હોય નઠારાં. દુઃખીયાના.
દર્શન દેશો નહીં ત્યાં લગી દુઃખ
અંગ પ્રજાળશે પ્રગટી અંગારા. દુઃખીયાના.
મારી કહી મુજને નહીં તજશો
પાળજો પ્રીતમ પ્રેમના ધારા. દુઃખીયાના.

૧૩૦

ઓ કમજાત ભુત જાત ભરવાડી, ભુપતીને ભ્રમાવે ભારેરે
મારે ખેધે પડી અતી તું અનાડી, નઠારી કરૂં વશે તારીરે
કષ્ટ વેઠનારી કુળની કંગાલ. ભુપતીને.
ક્યાંથી પ્રસારવા શીખી પ્રેમ જાળ. નઠારી.
ખાજ સિંહણનું બકરી શું ખાય. ભુપતીને.
નહિં પચવાનું અજીરણ થાય. નઠારી.
બળ હિણુ અતિ બકરાની નાર. ભુપતીને.
લાગી શોધવાને સિંહ ભરથાર. નઠારી.
ધાબળા ને ધુંહલાની ધરનાર. ભુપતીને.
તું શું કરી જાણે રાજાઓથી પ્યાર. નઠારી.
રાંડ રખડે કાં લાયકી વિચાર. ભુપતીને.

ગોત ભુતડી ભાવેથી ભરવાડ. નહારી.

૧૩૧

નહીં કરો દુઃખણીને દુઃખી
હું ભોળી ભરવાડી ક્યાંથી થાઉં નૃપની સાથી
રાજ રીત તણી પ્રીત કરી જાણે સુમુખી. નહીં.
શું મારામાં એવું રૂપ (૨) ચાહે ભાવ ધરિ ભુપ
એને નારીયો અનુપ, આપ તુલ્ય આભા કુપ
વનવાસી હું વિરૂપ, જાવા દ્યો મુજને આ મારી
ઉરમાં અરજી ધારી, રાજા સંગે રમી રંગે થાઓ આપ સુખી.નહીં.

૧૩૨

નકી નાશી ગઇ નારી, વાલી મુજને વિસારી. નકી.
પ્યારી પાળી શકી નહીં પ્રીત, છેતરીને ખચીત
ચોરી ગઇ ચીત, વિરહ શરમારી. નકી.
હું તો વિધવિધ ધારી વિશ્વાસ, રહયો તો ખાસ
ઉરે કરી આશ, ઉદાસી વધારી. નકી.
મને કીધી ન કાંઇ વાત, જવાની પ્રભાત
ઘણી કરી ઘાત, ભુલાવ્યો ભારી. નકી.
કીધું કપટીનું એણે કામ, મારાથી સુદામ
કુટીલ બની કામ, અરપી આજારી. નકી.

૧૩૩

કપટની મુરતી કામણગારી, નીપટ નીરખી લ્યો નયને નારી. કપટની.
ઉપરથી રીત બતાવે રૂડી, કુટીલ અંતરમાં કેવળ કુડી
કરી નખરા હરીલે મન મોડી. કપટની.

રમાડી એકને રાખે રાજી, બીજાથી ખેલે પ્રેમની બાજી
ત્રીજાને પ્રીત બતાવે તાજી. કપટની.
કરે મન ધાર્યું રહી મેદાને, લીયે સમજાવી પુરૂષને શાને
કથન નહીં કોઇનું ધારે કાને. કપટની.
બન્યો હું પરવશ એની પ્રીતે, નયન તારા સમજ્યું છું નીત્યે
ગઇ તજી રેહેમ ધરી નહીં ચીતે. કપટની.

૧૩૪

રહ્યો સહારાજ સુખો વિચારી
સહ્યો કિરે વીર્ હ કશાનું ભારી
બન્યો ખરો દાસ વિલાસકારી
તથાપિ પ્યારી થઇ તે ન મારી.

૧૩૫

દુ:ખ હરનારા મારા પ્રાણ પ્યારા, પ્રેમેથી વારે પધારજોરે
હું તમ નારી બની દુ:ખીયારી, સ્નેહથી સ્યામ સંભારજોરે. દુ:ખ.
પરવશ થઇછું ત્યારે દુર ગઇછું, રહીછું રટી તમ નામનેરે
મુરતી તમારી રહું રૂદે ધારી, અળગો કરી આરામનેરે. દુ:ખ.
મુજ પીતુ રામે ધાર્યું ગામ સામે, માલીયા સંગ વરાવવારે
બહુ દુ:ખ ધારી મેં તો ના પાડી, અનાડી કર્યો ફસાવવારે. દુ:ખ.
માટે ત્વરાથી શાણા થાઓ સાથી, પાને પડીછું પાપીષ્ટનેરે
રવીની રાતે મળો સ્નેહ સાથે, કાપો કૃપા કરી કષ્ટનેરે. દુ:ખ.

૧૩૬

નહીં મળો જો નર રાજ આવી, નહીં લીઓ જો મુજને મુકાવી
રવી તણી રાત વિતીત થાતાં, કદી બચેલી નહિ હોય કાન્તા.

૧૩૭

પ્યારેથી પ્રાણ પ્યારી, લઇ આવું આ ઘડી
દ્વારેથી દુષ્ટ કેરે, છોડાવું આ ઘડી. પ્યારે.
ભુજ ભારી માલીયાને, જોડાવું આ ઘડી
છાતીમાં એ છબીલી, શોભાવું આ ઘડી. પ્યારે.
કદી હોયે મધ્ય કીલ્લા, તો તોડું આ ઘડી
કદી હોયે કાળ ચોકી, તો તોડું આ ઘડી. પ્યારે.
કદી હોયે સિન્ધુ પારે, પ્યારી તો આ ઘડી
પડું ઠેકી પાર પેલે, હું ચીતો આ ઘડી. પ્યારે.

૧૩૮

મુજ મન પ્યારી રહે નીત્ય દુઃખ ધારી ધારી
રહું છું વિચારી વાત, કહું ક્યાં ઉચારીને. મુજ.
ભુપતી એ ભયકારી, અનિતી ઉરે સ્વીકારી
જારી રમે ભારી હારી વઢી વ્યભીચારીને. મુજ.
ભુત ભરવાડી વાંસે, દોડે છે અનાડી દાડી
નફટ નઠારી વેડે અંતર આજારીને. મુજ.
નીચ તણી નારીને, કહેછે નીત્ય પ્રાણ પ્યારી
બળું વીના વારી બાઇ, રહું મન મારીને. મુજ.

૧૩૯

રંક બને રાજાની નાર, હુશીયારી તો મારી ગણાયે ધીઃકાર
હાય જુલમ જુલમ થાય જુલમ જુલમ. રંક.
ભુત જાત ભરવાડી ભુંડી, રાણી થઇ શું લે સુખ સાર. હાય.
તન મનમાં અતી ઉઠી અગની, રોમ રોમ લાગીછે જ્વાળ. હાય.

ક્ષત્રી પુત્રી હું પવીત્ર શુરી, છોડાવું છંદેથી મુજ ભરથાર. હાય.

૧૪૦

થઇ વાર નાવ્યો હજી વાલો, ઘરે જુવે બેઠી વાટ
ઘડે નવા નવા ઘાટ, કરે કમરી ઉચાટ, કાળો વેઠેસે કહાલો થઇ.
જો વિતી જાહે રાત, તો તો થાહે ભુંડી વાત, મારી ખુન કરે ઘાત
નહી પ્રણુવાની મુરખો માલો થઇ.
યાવા આવીસે હાંસ, તોય નાવ્યો મારાજ, હું તો થાકી ગઇ આજ
બેહી બેહી કાઢયો દન ઠાલો. થઇ.

૧૪૧

હવે જોઈ જોઇ પરીતી તમારી ભલા
રાજાને બોલાવે મારી તો બલા. હવે.
બેઠી મારી ખુન ધરે, ટાંપી ટાંપી ટળવળે
ન જોયું તમમાં તે માયલું જરા. હવે.
દયા વનાના દેખાઓ, ખોટા ખોટા હમ ખાઓ,
મફતના મલકાઓ, નહીં બોલું જાઓ જાઓ
હાસવો તમારું ગામ, અમારે હું કામ એનું,
ખંધા જણાયા તમે તો ખરા. હવે.

૧૪૨

વળજે વાલીને લઇ લઇ, ક્ષણ પણ બાર ફરીશમાં વચમાં
ઝટ ઝટ વળજે જઇ જઇ. વળજે.
આવ્યો છું આશા ઉર ધારી, પ્યાર ભર્યો જોવાને પ્યારી
સંકટ શીર ઝાઝાં સઇ સઇ. વળજે.
મુજ જીવીતનો સાર શ્યામીની, ભય વૃંદો હરનાર ભામની

છાતીમાં છબીલી છઇ છઇ. વળજે.
એ સચી જયારે મળશે મુજને, હું હીતુ ત્યારે માનીશ તુજને
નમીશ દીન અતિ થઇ થઇ. વળજે.

૧૪૩

પ્યારાના સખી આ પ્યારને (૨)
મરવા તકતું મનમાં ધારી, આફ્ત છુરી શીરે ઉપાડી
આ અંધારી કાળી રાતે, ભજું હૈયાના હારને. પ્યારાના.
સૌથી વેર વધારી વ્હાલી, ચંચળ ચીતથી જાઉં ચાલી
મળવા મન વ્યાકુળતા ધારી એ ઉરના આધારને. પ્યારાના.

૧૪૪

શીદ રોકી અહીં રાખો જવા ઘો અમને
અબળા અમે છીયે, દીન આ ટાણે, લાવો જરી ઉર રેહેમ
કરગરીયે કર જોડી થયા છો, કઠણુ હૃદયના કેમ
બહુ દીલ ડર ખાયે દીયો ના દમને. શીદ.
લુંટવા લાયક અમને ન લેખો, ઢાળો કોઇ ધનવાન
પામર છીયે અમે પીડીત દશામાં, પીંડમાં છે નહીં પ્રાણુ
નથી પાસે એક પૈસો જે આપી તમને. શીદ.

૧૪૫

શીદ કલપાવો સતાવો હું છું રાંક જુઓ જરી દીલપર ધારી રેમ
આજારી નાદારી, લાચારી, ગમખ્વારી આવારી છે મારી સાથ
હું નારી, ગઇ હારી, દુઃખીયારી, છું બારી,
લ્યો ધારી બાંહી અનાથ શીદ.

છું તનથી, છું ધનથી, છું મનથી, છું જનથી,
સાજનથી બહુ દીનથી દુર
માતાથી પીતાથી, ભ્રાતાથી, દાતાથી, નાતાથી ના ચડયું નુર   શીદ.
બીચારી, વિચારી, દયો તારી, કર ધારી,
દીલ ધારી ધા મારી આજ
પ્યારાને મારાને આંખોના તારાને જાઉં છું મળવાને કાજ.   શીદ.

૧૪૬

વિલપતા વનમાં નૃપતી વસે, કુ તરકો ઉરમાં કરતા હશે.
ઉગી જશે રવિ તો તન ત્યાગશે, જીવિત મારૂં નકામું પછી થશે.

૧૪૭

સરવ કહી દે મુને સાચી તું વાત, આ તારા ઉચાર ભરવાડ
જેવા નથી નાર વિનય વિચાર જણાવે છે સારી જાત.   કહી.
ભજે ભરથાર નાર ધર્મનો કે જાર યાર,
પ્યાર પ્યાર કહી ધાય કાળી રાત.   કહી.
સત્ય વાત ઉચારતાં સુખ પામશો વનીતા,
કોણ માતને કોણ તુજ તાત.   કહી.

૧૪૮

કહુંછું કરમ ધારી, વિતેલ સહુ વિસ્તારી
ચતુર ચંપાપુરીનો રાય ભાનુસિંહ ભય હારી
કઠીણ હું કર્મની કુમુદ, તેની પુત્રી છું પ્યારી
પ્રવિણપુરના પતી સંગે સગાઇ સ્નેહથી કીધી
વરાવાની નિકટ વખતેં, જનમગ્રહ કુંડલી દીધી

જોશીને જોવા મારી વિતેલ સહુ. કહુ.
હતો કુળ ગોર દુરમુખ હું પરે બહુ દીનથી ગાંડો
ઉલટ કાંઇ બતાવી આખરે, આવ્યો મને આડો
મને પેટી મહી પુરી, વહાવી પાણીને પુરે
મળ્યો ભરવાડ કાઢી મુજને પીતુપુરથી દુરે
પુત્રી ગણી મુજને પાળી વીતેલ સહુ. કહુ.
ઉપાડયો નેહ હું આવી, પ્રવીણપુર પાસ સહુ જનમાં
લઇ પેડો શીરે પયનો વળીતી વાઘથી વનમાં
ઘણા દીથી દુખો દેતો, મુને એ માલીગે મારી
શીકારી કોઇ આવીને મને એનાથી ઉગારી
વધ્યો નેહ એ નરને ન્યાળી વીતેલ સહુ કહુ.
ગઇ પય વેચવા પુરમાં પ્રીતી થઇ એજ પ્યારાથી
ચિતે પતી ચંદ્રને ચીની છુપી આંખોના તારાથી
કમલીની નામ કીધું મેં, ભુપે ભરવાડીની જાણી
હવે કહેવા ઇરાદો છે, વીતેલી કર્મની કહાણી
આ સત્ય વાત ઉચારી, વીતેલ સહુ. કહુ.

૧૪૯

રજની રહી છે થોડી રામા હજી નાવી
રામા હજી નાવી ગઇ લગની લગાવી. રજની.
ભોરના ચિન્હ પ્રગટ ભાસે છે, અંબર દે છે અંધારૂં હઠાવી. રજની.
કુરકટ કાક ઉચાર કરે છે, ઉડુગણ આનન લે છે છુપાવી. રજની.
પકડી પરાણે કાંતો, પરવશ કીધી,
લાલચ બતાવી કાંતો લલના લુભાવી. રજની.

## ૧૫૦

બળે પડી દીપકમાં પતંગ, ન દીપને અંતર પ્રેમ રંગ
બન્યું અહીં એવિજ રીત મારે, અધીન હું નેં ઉર એ ન ધારે.

## ૧૫૧

મન હારીણી મન મારૂં લઇ મુજને નહીં મળી
વાપ્યો વિરહનો તાપ તનડું જાએ છે બળી. મન હારણી.
હું ભોળો ભરમાઇને, ગણતો પ્રીયાને પ્રાણ
પ્રતિદીન પાછળ દોડતો, વેઠી હજારો હાણ
વનમાં સુકાવ્યો મુજને, વામા નહીં વળી. મન હારણી.
લાંલચમાં લલચાઇને લાખો ગુમાવ્યા લાભ
ઉગાડયો અંતે શીરે લઇ, એણે દુઃખનો ડાભ
મુજને ભુલાવો આપીને, ભરવાડમાં ભળી. મન હારણી.
છેવટ સુધી છેતર્યો મુને, કુડા કરીને કોલ
ઠગ વિદ્યામાં એ ઠગારી બોલી સરવે બોલ
મુખ શું બતાવું સ્નેહીયોને, હું બળી હળી. મન હારણી.

## ૧૫૨

નહિં મળી ન મળે ન મળે હવે, નહિં પળી વચને ન પળે હવે,
વપુ બળે જપળે વિપળે હવે, સુખિ થશું અવતાર નવે હવે.

## ૧૫૩

આમ શું અધિર બનો મહારાજ, લઇ આરામ, જુઓ આમ
તમ વામ હાજર છે શામ, સુખ તણું ધામ,
વારે વારે પુરે પ્યારે
નજર કરો રસીક રાજ. આમ શું.

આપું પ્યારી હું તમારી, લ્યો સ્વીકારી,
ભેટ મારી, કુમૂદને ધારી
ઉરમાં ધરો પ્યાર તો કરો, હાનીયો હરો, ઉરે ધરો
હરષ, હરષ, હરષ, હરષ, આજ. આમ શું.

૧૫૪

તન સુખીયાં, મન સુખીયાં, જન સુખીયાં આજે છે
ચંચળ ચંદ્રતણા કરમાંહી કુમુદ તણો કર રાજે છે તન.
સુખકારી દુઃખહારી પળ પ્યારી ઘડી સારી
સખ્ત વીયોગ તણે તખ્તે શો, આજ સંયોગ બીરાજે છે
મંતરમાં, જંતરમાં, અંતરમાં, દીગંતરમાં
આનંદ, આનંદ, આનંદ, આનંદ, તન.
આનંદ, વાજાં વાગે છે.

૧૫૫

અતિશય બનિયોછું આપનો ઉપકારી
વિદિત ઝટ કરોને વાત વાહ્લા તમારી
કમલિનિ નહિં કે'તાં કેમ કુમૂદ કોછો
સરવ કહિ કરોને મુજ સંદેહ ઓછો.

૧૫૬

છોડી દ્યો વિચાર ભુપ, આપની આ વાર હું છું નાર
આ તમારી કુમુદ છે, મરતી વાર, બચી છે નાર, થઇ લાચાર
ઠાર ઠાર, ન ભરવાડ હૃદય હાર, ધરી અંક કરો પ્યાર (૨)
કાળ પાસ થકી ખાસ, બચી કામની ખુશી અપાર. છોડી દો.

૧૫૭

હરખ, હરખ, અરસ પરસ મળ્યાં આજે
સર્વ થકી વખત સરસ, ગણે પ્રાણ સુધા પરશ
બુઝી તીવ્ર નયન તરસ, સુખ સાજે સાજે. (૩) મળ્યાં.
વિકટ વિરહ દુ:ખને તમામ વામ્યાં, ઉર વાંચ્છના સમાન સર્વ પામ્યાં
કરી ચુર્ણ કષ્ટ પુર્ણ સુખે જામ્યાં, પરી પુર્ણ ધરી પ્યાર
કરો હર્ષના પોકાર, ગયા દીન દુ:ખકાર, વાર વાર સુખ અપાર
મળો સ્નેહીઓ આ વાર, કરો હૈયા તણા હાર,
ગયો સુધરી આ સંસાર
થયા સહાય શ્રી મુરાર, સુદર્શન ગાજે ગાજે. (૩) મળ્યાં.

